॥ ॐ ॥

श्री परमात्मने नमः.

# શ્રી જૈન (જૈનમાર્તંડ) સુર્ય.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

શા. સાંકળચંદ હીરાચંદ માતર.

આવૃત્તિ ૧ લી    પ્રત ૧૫૦૦


અમદાવાદ.

એંગ્લો વર્નાક્યુલર પ્રીન્ટીંગ પ્રેસમાં

નથુભાઇ રતનચંદ મારફતીઆએ છાપ્યે.

સંવત ૧૯૬૩    સને ૧૯૦૭

કિંમત ૦-૩-૦ ત્રણ આના

# અર્પણ પત્રીકા.

શેઠજી સાહેબ ખેમચંદ બેચરલાલ—

મુ. માતર.

આપ જૈનધર્મમાં અતી શ્રદ્ધાવંત દરેક શુભકાર્યોમાં હમેશાં

આગેવાન જ્ઞાનની વૃદ્ધિને ઇચ્છનાર ને જૈન વિદ્યાને

સારી પેઠે ઉત્તેજન આપનાર ઇત્યાદીક અનેક

ગુણાલંકૃત જોઇ આપસાહેબને અમો

આ અમારૂ નાનકડુ પુસ્તક અતી

પ્રેમપૂર્વક અર્પણ કરીએ

છીએ તે સ્વીકારશો

તેવી આશા

છે.

લી.

પ્રસીદ્ધ કર્ત્તા

ॐ

॥ શ્રી પરમાત્મને નમઃ ॥

# શ્રી જૈન (જૈન માર્તંડ) સૂર્ય.

## મંગળાચરણ.

### રાગ કલ્યાણ.

છે શુભકરા પ્રભુ સત્યરે સદા,
તું નીવારે જૈનીઓની સર્વ આપદા. ટેક.
પ્રીતે હું પ્રણામ કરીને, માગુ સ્વામી આજ;
આ જગમાં આધાર તમારો, રાખો મારી લાજ. છે સુ.
કોટી જણુ ાં કષ્ટજ કાપો, આપો સહુને સુખ;
દયા કરીને દેહ તણાં સૌ, દુર કરોછો દુઃખ. છે સુ.
સાચાદેવ થયા છો જગમાં, સત્ય દીસે અપાર;
સરણે આવે સુખની આશે, જો નરને કો નાર. છે સુ.
ચમતકાર કેવા આપીને, કીધાં છે કોટી જણનાં કામ;
સત્ય ઘણું ચાલે તે કારણ, સાચાદેવજ નામ છે સુ.
સુજ મહીથી પ્રગટ થઇને, આવ્યા માતર માંહ્ય;
દેરાસર બંધાયું રૂડું, કસર ન રાખી કાંય. છે સુ.
દુખીઆં કેરાં દુખજ ટાળ્યાં, માને સર્વે લોક;
સરણે આવે સુખ સાંપડે, ટળે સર્વના શોક. છે સુ.

એવા સુમતિનાથ સદરહુ, સરણે રહુ કરજોડ;
ક્ષમા કરો મુજ દોષ સમુળા, હોય ખાંપણ કે ખોડ. છે સુ.
અથ ઈતિ વીસ્તાર કરૂં જે, આપ તણી ઉત્પન;
માટે તેમાં સહાય થઈને, આપો સુમતિ મન છે સુ.

## શ્રી સુમતિનાથજીની ઉત્પત્તિનું વર્ણન.

અત્રે જૈનીભાઈઓ સુમતિનાથની ઉત્પત્તિ વિષેનો હેવાલ ખરેખર સર્વના મનને આશ્ચર્ય આપે તેવો છે અને તે સાંભળવાથી આપણા મનને અચંબો થાય છે તે અવર્ણવ્ય છે જેથી આપણા મનને પુરેપુરો વિશ્વાસ બેઠા વીના રહેતોજ નથી અને નિશ્ચય થાય છે કે ખરેખર આજ સાચાદેવ આ જગતમાં સુમતિનાથજ છે તેવા હજારો દાખલા લોકોના અંતરમાં રમી રહેલા છે કોઈપણ મનુષ્યે કંઈ કામને માટે એ સાચાદેવ (સુમતિનાથ) ની માનતા માની હોય તો ગમે તેવુ કામ હોય તોપણ તે તત્કાળ થયા વિના રહેતુંજ નથી તેમાંના કેટલાએક દાખલા થોડા ઘણા લખીએ છીએ તેથીજ આપણા ગુજરાતમાં સાચાદેવ પોતાના પરાક્રમથી સર્વે સ્થળે જાણીતા થઈ પડયા છે.

હવે તે કેવી રીતે ઉત્પન્ન થયા તે માટે આપણે બે બોલ બોલીશે તો આપણને એમજ લાગશે કે ખરેખર જગતમાં સાચાદેવ તો આજ હશે ને તેમનાં દરશનનો લાભ કયારે લઈશુ તે વિષે આપણું મન ખેંચાયા કરશે

ખેડા જીલ્લાના મેમદાવાદ તાલુકામાં આવેલા મહુધા ગામની નજીકમાં સુંહુજ નામે પુરાતની ગામ છે ગામની શોભામાં વધારે કહેવા લાયક કંઈ નથી પણ તે ગામનો મુખ્ય રહેવાશી કોઈ જ્ઞારોદ

હતો અને તેને એક પોતાના ઘરની નજીકમાં વિશાળ વાડો હતો તે વાડામાં બારોટના પુર્વના પુન્યવડે કરીને પાંચમા સુમતિનાથ આપોઆપ પ્રગટ થયા; આ વાડામાં પાંચમા સુમતિનાથ જમીનની અંદર ક્યારના અને કઈ વખતના સ્થાપીત થયા હશે તેનો પુરેપુરો પતો હજુ સુધી કોઇને માલુમ પડ્યો નથી પણ તે આ જગતને પાવન કરવાને અર્થે અને સર્વ જૈન બંધુઓને દર્શન દેવાને અર્થે ને સર્વનું દુખ નીવારણ કરવાને અર્થે બહાર પધાર્યા ત્યારનો સર્વ વૃત્તાંત મનુષ્યોના જાણવામાં છે અને તેજ વૃત્તાંત અમે પુરેપુરો આ અમારા નાનકડા પુસ્તકમાં પ્રગટ કરીએ છીએ.

પ્રભુજીને બહાર પધારવાની મરજી થઇ તે વેળાએ ગામ માંતરના રહેવાશી શા દેવચંદ વેલજી તથા શા. જીવરાજ સુંદરચંદ તથા શા. નથુ ગાંધી આ ત્રણે જણાઓને પુર્વના ભાગ્યવડે કરીને સ્વપ્ન થયું કે અમો સુંહુજ ગામમાં બારોટના વાડામાં છીએ ત્યાંથી અમોને બહાર કહાડો આવું સ્વપ્ન આ ત્રણે ભાગ્યશાળીઓને એકજ રાતે ને એકી વખતે થયું અને જેવું આ ત્રણે જણને સ્વપ્ન થયું તેવુંજ સુંહુજના બારોટ કે જેના વાડામાં આ પ્રભુજી હતા તે બારોટને પણ અજાયેબ જેવા તેમજ વિધવિધ પ્રકારના ચમત્કારો આપવા માંડયા રોજ રોજ નવા નવા દાખલાઓ પોતાની નજરે પડે તેમ પોતાના વાડામાં થવા લાગ્યા ને વાજા તથા નટારંગ થવા જેવો અવાજ નજીકમાં સંભળાવા લાગ્યા આવું જોઇને બારોટના મનમાં ઇશ્વરી ચમત્કાર છે તેમ નકી લાગ્યું અને આ જમીન ખોદી જોવાથી માલુમ પડશે તેમ ધારીને પોતે જે જગોમાં સુગંધી આવતી જોઇ તે જગોમાં આશરેથી પોતાના વાડામાં ખોદવા માંડયું અને થોડુંક

ખોધું એટલે સાક્ષાત ત્રણ પ્રતીમાજીઓ આબેહુબ રૂપમાં સાક્ષાત પાંચમા સુમતિનાથજી મહારાજની તેમજ બીજી બે પ્રતીમાઓ તેમાં હાલ તેમની જમણી તથા ડાબી બાજુએ છે તે આબેહુબ અને દર્શન કરવા યોગ્ય છે તત્કાળ નીકળી. ખોદનારાઓ પ્રતીમાજીઓ જોઇને આશ્ચર્ય પામ્યા અને ભાવ સહીત આ પ્રતીમાજીઓનાં દર્શન કર્યાં; ધીરે ધીરે ગામમાં આ શુભ વાતનો ફેલાવો થયો અને ચમત્કારીક વાત સાંભળીને સર્વ લોકો પટેલ મુખી વીગેરે નાના બાળકોથી તે વૃદ્ધ ડોસા સુદ્ધાંત આ મહા પ્રભુજીનાં દર્શનનો લાભ લેવા એકાએક ટોળેટોળાં ભેગાં થયાં જે વખતે મહાન પ્રભુજી આ જમીન ઉપર પધાર્યા તે વેળાએ પોતાના પવિત્ર અંગને વિષે માટી વીગેરે ભરાઇ રહી હતી તેમજ પ્રતીમાજી તે માટીને લીધે કાંઇ ઝાંખી જણાતી પણ ચમત્કારીક અને તેજસ્વી માલુમ પડતી હતી આ વખતે તે સર્વે લોકોએ ગાયનું દુધ તથ નિર્મળ પાણી મંગાવીને તે પ્રતીમાજીઓને વિધી સહીત સ્નાન કરાવ્યું તો આબેહુબ ચંદ્ર સમાન તેજસ્વી સુમતિનાથની પ્રતીમાજી અને બીજી બે સાથેની પ્રતીમાજીઓ જણાઇ આ પ્રભુજી પોતાનાજ વાડામાંથી ઉત્પન્ન થયા છે અને હવે પછી પોતાનાજ ઘરમાં રહેશે એમ માની બારોટના હર્ષનો પાર રહ્યો નહી પોતાના ઘરની મધ્યે થોડી જગ્યા પવિત્ર કરી-ગાયના છાણ વડે લીંપીને શુદ્ધ કરીને લાકડાના બાજઠો ઉપર પધરાવીને લૌકીક મંત્રવિધિથી પુજન કીધું આ વાતની ખુશ ખબર ધીરે ધીરે આસપાસના ગામોમાં ફેલાઇ અને છેવટે આખા ગુજરાતમાં વ્યાપી ગઇ જેમ જેમ લોકોને માલમ પડવા લાગ્યું તેમ તેમ માહા પ્રભુજીનાં દર્શન કરવા સારૂ નાનેથી મોટા સુધી સર્વે લોકો સહુજમાં ભેળા થવા

લાગ્યા. આ લોકોમાં ઘણો ભાગ જૈનનો હતો અને તે ગામ નાનું હોવાથી ગામ ભરપુર ભરાઇ ગયું અને બીલકુલ ઉતરવાને સારૂ જગ્યા પણ મળે નહી. અને ગામમાં મોટા મેળાવડા જેવું દેખાવા લાગ્યું અને તેઓ સર્વે આ માહા પ્રભુજી સુમતિનાથને પોતાને ગામ લઇ જવાનો મત દર્શાવવા લાગ્યા ને તકરારો થવા લાગી આપણે આગળ કહ્યું છે કે માતર ગામના ત્રણ જણને સુમતિનાથ પ્રભુજીએ સ્વપ્ન આપીને કહ્યું હતું કે અમારે તમારા ગામમાં આવવું છે; તે પણ ત્રણે જણા આ વેળાએ આવેલા હતા સર્વે લોકો પોતાનો મત કરીને પોતાને ગામ લઇ જવા ધારતા હતા પણ છેવટે એમ ઠર્યું કે જયાં પ્રભુજીનો હુકમ હોય ત્યાંજ લઇ જવા એમ ધારીને સર્વે ગામના લોકો એકઠા થઇને ચીઠીઓ નાખી; જેની ચીઠીઓ આવી તે લોકો નાહીધોઇને સ્વચ્છ થઇને પ્રતીમાજીને ઉપાડવા ગયા, માતરના ત્રણે જણ વિશ્વાસથી બેશી રહ્યા હતા જે લોકો પ્રભુજીને ઉપાડવા ગયા પણ તે ઉપડયા નહી ને ઘણા લોકો ભેળા થઇને એક જોરથી ઉપાડવા લાગ્યા પણ હજારોમણ ભાર હોય તેમ કોઇથી પણ ઉપડયા નહી.

છેવટે માતરના લોકો સર્વે જણાની પાસે આવીને નમ્રતાથી કહેવા લાગ્યા કે હવે જો સર્વે ભાઇઓની ખુશી હોય તો અમો નાહી ધોઇને આ પ્રતીમાજીને ઉપાડીએ અને જો અમારાં પુર્ણ ભાગ્ય હોય તો અમારાથી ઉપડે અને અમારા ગામમાં પધારે. સર્વે લોકોએ રજા આપી અને નાહી ધોઇને સ્વચ્છ થઇને ત્રણે જણ પ્રતીમાજી પાસે ગયા. સર્વે લોકો હસવા લાગ્યા કે અમો ઘણા માણસો મળીને પ્રતીમાજી ઉપાડતા હતા તોપણ ઉપડી નહી, અને આ ત્રણ જણ ઉપાડવા આવ્યા છે એટલે તુરત પ્રભુજી તેમનાથી ઉપડી-

ને માતર ગામમાં જશે. આવી રીતે સરવે મશ્કરીઓ કરવા લાગ્યા તોપણ આ ત્રણે ભાગ્યશાળી જૈન ભાઇઓને બીલકુલ ખોટુ લાગ્યું નહી. અને પ્રતીમાજી પાસે આવીને નમ્રતા પુર્વક પ્રાર્થના કરવા લાગ્યા અને ફક્ત એ ત્રણ જણજ પ્રતીમાજીને ઉપાડવા ગયા કે તુરત જ ફુલના દડા જેટલો ભાર જણાયો એટલે તેમણે હીમત રાખીને પોતાની સાથે બે માણસો હતા તેમને કહ્યું કે તમો આ પ્રતીમાજીને ઉપાડો એટલે ત્રણે જણાએ ઉપાડયા ને તે ત્રણે જણાએ સરવેના દેખતાં ગાડામાં આસન નાખી પધરાવ્યા તોપણ બીજા ગામના શ્રાવકો તકરાર કરવા લાગ્યા કે અમો લઇ જઇશું. તે તકરાર ચાલી રહી છે એટલે માતરવાળા થોડા માણસો હોવાથી કંઇ ફાવ્યું નહી ને તેમણે દીલગીરી સાથે સ્તુતી કરવા લાગ્યા કે ગાડુ એની મેળેજ માતર ગામ તરફ વળીને ચાલવા લાગ્યું અને ફક્ત માતર ગામ જવાનો રસ્તો હતો તેજ રસ્તા ઉપર ચલ્યું અને થોડે દુર એટલે અડધો ગાઉ જઇને ઉભુ રહ્યું છેવટે બીજા ગામના લોકો નીરાશ થઇને બેસી રહ્યા, ને છેવટે ખુશી ખુશાલીથી દરસન કરવાનું માગણું કર્યું. તેથી તેમને દરશન કરાવીને બધાને આ ત્રણ જણાએ હાવભાવ બતાવીને રજા માગી એટલે બધા લોકોએ રજા આપી પછી ગાડાને બળદ જોડીને માતર તરફ ચાલતુ કીધું. અને સરવે લોકોને એમ નકી થયું કે માહા પ્રભુજીને ગામ માતર જવાની મરજી છે એમ ધારી સરવે લોકો સાથે ગયા. ઉપર જણાવેલા ત્રણે માણસો પ્રતીમાજી પાસે આશપાશ ચાલતા હતા અને મનમાં મહા પ્રભુજી સુમતિનાથનું ધ્યાન ધરતાં ધીરેધીરે ચાલતા હતા હજારો લોકોની ઠઠ આ વરઘોડામાં મળી હતી, તેમજ ઉત્તમ વાજીંત્રોનો સઘળો નાદ

આપણા કાનને આનંદ ઉપજાવે તેવો અમરાપુરીના આભાસ જેવો સંભળાતો હતો. વળી જૈન બંધુઓના મોઢેથી ગવાતાં સ્તવનો પણ આપણા જીવને ખુશ કરે તેવા મધુર સ્વરથી ગવાતાં હતાં ચારે દીશાના લોકો માહા પ્રભુજીને પુષ્પની વૃષ્ટી કરી વધાવી લેતા હતા, તેમજ ચોખા, અક્ષત નાંખતા; પછવાડે હજારો બઇરાંઓનાં ટોળાં મધુર રાગથી પ્રભુજીનાં સ્તવનો ગાતાં ગાતાં ધીરે ધીરે આવતાં હતાં. આવું જોઇને સરવેના મનમાં મોટો હર્ષ વ્યાપી રહ્યો હતો આવી રીતે સરવે લોગ આનંદમાં હતા પરંતુ બારોટના મનમાં દીલગીરી ઉત્પન્ન થતી હતી, કારણકે પોતાને ઘેરથી પ્રતીમાજી બીજે લઇ જવા લાગ્યા, પણ પ્રભુજીની મરજી એમજ હશે એમ ધારીને પોતાના મનને શાંત કરીને બેઠો સરવે લોકો બારોટને સાબાશી આપવા લાગ્યા અને રૂ૫૦) બારોટને શીરપાવ આપીને ખુશી કર્યો. ધન્ય છે એ બારોટને કે તુરતજ તે પ્રતીમાજીને માતરમાં લઇ જવાને રજા આપી સરવે લોકો ચાલતા થયા અને રસ્તામાં આવતાં આવતાં છેવટે ખેડા ગામમાંથી બાહાર નીકળી આવ્યા ત્યાં ચુમાસાને લીધે શેઢી તથા વાત્રક નદીમાં ભરપુર પુર આવેલુ તેથી સરવે ગભરયા કે હવે આ પુરમાં માહ પ્રભુજીને શી રીતે લઇ જવા એમ મનમાં સોચના કરતા હતા ને વીચાર કર્યો કે આપણે ખેડા ગામમાં પાછા જઇએ ને પુર ઉતરે એટલે આપણે માહા પ્રભુજીને લઇ જઇશું તેવો વીચાર કરે છે, એટલામાં તો ગાડીવાને નદી તરફ ગાડુ હાંકયું; કારણકે બીજા સંઘના સઘળા લોકો નદીમાંના પુરને દેખતા હતા પણ તે ગાડીવાન આ પુરને દેખતો નહોતો. સઘળા લોકો ના ના કહેતા હતા, તેટલામાં ગાડીવાને ગાડુ નદીમાં હાંકયું. તે વખતે તે લોકો ગાડાને

પાછું વાળવા બાજી પડયા પણ બળદ કબજે રહ્યા નહી, અને એક પળવારમાં ગાડુ તથા ગાડાને બાઝેલા લોકો સહીસલામત નદીની પેલી તીરે પહોચ્યુ. આવું જોઇને સરવે લોકોના મનમાં આશ્ચર્યની બાકી રહી નહી અને આવું જોઇને મુઢ જેવા બની ગયા, કે શું ! જેમાં એક માણસની પણ હીમત ચાલે નહી તેવું આખુ ગાડુ બળદ સાથે માણસો કોરે લુગડે સહીસલામત પાર ઉતરી ગયું એ કંઇ ઓછી આશ્ચર્યની વાત નથી. આવું અદભુત કૃત જોઇને સરવે મનુષ્યોને અનેક તરેહના આ પ્રભુજીને વિષે વિચારો ઉત્પન્ન થયા. અને આજ સાક્ષાત પ્રભુજી છે તેવું સિદ્ધ થયું અને તેથી તેમનું નામ સાચાદેવ પાડયું. તે આજદીન સુધી પણ તેજ નામથી સરવે લોકો માને છે. હવે સરવે લોકો માહારાજને સંવત ૧૮૫૩ ના શ્રાવણ માસમાં માતરમાં લઇ ગયા, અને પરોણા દાખલ એક ઓરડીમાં બાજઠો ઉપર પધરાવ્યા. આ સચાદેવની ગામેગામ પ્રતીષ્ટા ચાલી અને ઘણા માણુસો દરશન કરવાને આવવા લાગ્યા પછી સંવત ૧૮૫૪ ની સાલમાં મુળનાયકનું ત્રણ શીખરનું સુંદીર દેરાસર ઘણા લોકોની મદતથી બંધાયું, અને માહારાજની પ્રતિષ્ટા સંવત ૧૮૫૪ ના જેઠ શુદી ૩ ગુરૂવારને રોજ કરવામાં આવી આ દેરાસર ઘણું નાનું હતું તેથી જેમ જેમ ઉપજમાં વધારો થતો ગયો ત્યારે સરવે લોકોએ વીચાર કર્યો કે આપણે સાચાદેવનું મોટું દેરાસર બંધાવવું, અને માહારાજની કૃપાથી આ દેરાસરનું કામ શરૂ કર્યું તે અરસામાં ભમતી સારૂ જમીન ફાલતુ વધારે વેચાણ રાખી હશે પણ આગળ આ ગામ મીઆં વીગેરે સરકારને અમુક રકમ આપી રાખતા, તેમાં પેલી ભમતીની જમીન મીઆં બચ્ચામીઆંએ અટકાવી તેથી ગામના વાણી-

આએ એક માસની ઉપજમાં ચોથો ભાગ આપવો તે ઠરાવથી મીઆંએ ચોથા ભાગના રૂપીઆ લીધા તે દીવશની રાતરે મીઆંને માર માર્યો, તેમ ઉંઘવા દે નહી તેવો બનાવ દસ દીવશ સુધી ચાલ્યો. છેવટે મીઆં ગભરાયા, એટલે શા જીવરાજ સરચંદ પાસે આવીને સરવે બીના કહી. તેથી તેમને કહ્યું કે આપ સરકાર છે, તેથી અમારાથી કહેવાય નહી પણ આપ કહો છો તો કહું છું કે જે તમોએ અમારા દેરાસરના પઇશા લીધા છે તે પઇશા આજ અમોને આપો, ને હું મારા ઘરમાં રાખું, ને જે રાતે આપને કોઇ મારે અગર હુંગ ના આવે તો પઇશા પાછા લઇ જજો ને તેમાંનું દુખ મટી જાય તો તે પઇશા તમો પાછા દેરાસરમાં આપીને પગે લાગજો, ને આ દેવની તો વાત આપ જાણો છો એટલે વધારે હું શું કહું તેમના બોધથી ને દેવની બીકથી તે પઇશા શા. જીવરાજ સુરચંદને ઘેર આવ્યા તેજ દીવશની રાતરે બચ્ચામીઆંને ઉજાગરો ને દેવની શાંતી તેથી ઉંઘી ગયા ને બીજે દીવશે તે મીઆં તેજ રૂપીઆ લઇ દેરાસરમાં આપીને પગે લાગ્યા ને ઉપર પાંચ રૂપીઆ ગુનેગારીના મુક્યા જુવો માહારાજનો ચમત્કાર કેવો! વળી દેરાસરમાં સાંજરે આરતી કર્યા પછી દેરૂ મંગળીક કર્યા પછી નવ વગ્યાના સુમારે વાજીંત્રો વાગે ને નાટારંગ થાય તેમ સુગંધનો તો પારજ નહી. તે સરવે લોકો દેરાસરની બહાર ઓટલા ઉપર બેશીને સાંભળે તેમ દેરાસરની નજીકના ઘરાંવાળા પણ ખુશીની સાથે સાંભળે તેવું હમેશાં થતું આવ્યું, તેથી માતર ગામનું નામ ભુલી જઇને સાચાદેવનું ગામને નામે ઓળખાવા લાગ્યું. તેમ બીજા અન્ય ધરમી લોકો આ પ્રભુજી ઉપર આસ્તા રાખી જે પોતાનું કામ ધારે તે

સપાટાબંધ પુર્ણ થાય તેથી વધારે અધરમી લોગ પણ આ પ્રભુ જીને માનવા લાગ્યા ને માતરમાં તો ઘેર ઘેર આનંદ થવા લાગ્યો અને ત્યાર પછી સંવત ૧૯૯૭ ના માહા સુદી ૫ ને રોજ ભમતી ની પ્રતિષ્ટા કરવામાં આવી ભમતીની બાવન જનાલયની પ્રતીમાઓ શ્રીપ.લીતાણેથી ભાવીક ભકતો પોતાની મેળે લઇ આવ્યા અને મા તરમાં લાવી તેમની પધરામણી કરી અને દેશ દેશાવરના જૈન ગ્રહ સ્થોને કંકોતરીઓ લખી આ અપાર પુન્યના કામમાં આગેવાન શેઠ પ્રેમચંદ દેવચંદ તથા શેઠ અનોપચંદ જાદવજી હતા અને તેમ ણે પોતે ઘણીજ તસ્દી લેઈ આ કામમાં બનતી મદદ કરી આ મ હાન જાત્રામાં માહારાજના દર્શન કરવાને ઘણુ માણસો એકઠા થ યા હતા તેમજ દુર દેશાવરના શ્રાવક ગ્રહસ્થો આવ્યા હતા ને ગા મથી ગઉ ગઉ ફરતું લોક તંબુ બાંધીને રહ્યા હતા તેની ગણુનરી કરવી પણ માહા મુસ્કેલ થઇ પડે .પણ અનુમાનથી કહી શકાય છે કે તે વેળાએ સર્વે લોકો મળીને ૪૦—૫૦ હજાર સુધી આ સર્વે જાત્રાળુ લોકોને માટે માતરના મહાજન તરફથી સારી ગોઠવણ કરી હતી કે આવેલા કોઇ પણ માણસ એટલે ગરીબ કે તવંગર સુધા કોઇને કાંઈ પણ બાબતની અડચણ પડે નહી તેવી ગોઠવણ રાખી હતી ને તેટલા સારૂ સરકારે પણ ફરતી પોલીસોની ગોઠવણ કરી રાખી હતી તથા ગામના વૈષ્ણવ લોકોએ પણ પુરજોસથી ઘણી મ હેનત કરી હતી ને સરવેને જે જે કામ હોય તે તે કામ તેજ લો કો પુરૂ પાડતા હતા અને તેટલા સરવે લોકોની નૈકારશી માતરના શેઠ અનોપચંદ જાદવજીએ ખાંડના સીરાની કરી હતી અને ગાંમ બહારની મોટી ધર્મશાળામાં મોટા મોટા વંડા કરીને તેમાં સીરો ભરાવ્યો હતો. તે

વખતે તેમનો બેળ. પૈસા વાપર્યા હત તેમ બીજી નોકારશી અમદાવાદ ના શેઠ હઠીભાઇ કેશરીશંગે ગેળના શીરાની કરી હતી આવા મહાન કામમાં પોતાના ધર્મ પ્રમાણે હજારો રૂપૈઆ ખરચીને પુન્ય તથા જશ લીધો અને સામા આવેલા સરવે જૈનભાઇઓને તૃપ્ત કીધા તેથી તેમની નામના ઘણા દુર સુધી ચાલી માતરના માહાજનોએ પણ ઘણીજ મેહેનત લઇને શંગ જાત્રા અર્થે આવેલા તમામ માણસોની સંપુર્ણ બરદાશ કરી અને કોઇને પણ અડચણ પડવા દીધી નહી ધન્ય છે આવા પુરૂષોને કે આવાં આવાં ધર્મનાં કામો કરીને હજારો રૂપીઆ ખરચીને જશ લેવા ઇચ્છે ત્યાર પછીથી એટલે સંવત ૧૯૨૧ ની સાલમાં પાલીતાણે અંજન શલાખા હતી ત્યાં આ ગામના લોકો પાલીતાણે જાત્રાએ જવાને તૈયાર થવા લાગ્યા તે અરસામાં માહારાજે ગોઠી ભુલાને સ્વપ્નું આપ્યું કે ત્યાં રોગચાળો થવાનો છે માટે જે જશે તે દુખી થશે તે વાત ગોઠી ભુલાએ કરી નહી અને છાની રાખી હવે આ ગામના લોકો બહુ ભાવથી સાચદેવનાં દર્શન કરવા મુકીને મોટી જાત્રાએ ગયા ને ગયા પછી થોડા વખતમાં સ્વપ્ન પ્રમાણે ત્યાં મોટો બનાવ બન્યો ને લોક દુખી થવાને લાગ્યું તેમ માતરમાં પણ તેજ વખતમાં એટલે ત્યાં રોગચાળો ઉપડયો તેજ વખતે અહી પણ માહા પ્રભુજી તથા તેમની સાથેની બે પ્રતીમાજી પણ શોક જેમ ધારણ કર્યો હોય ને રીસાયા હોય તેમ પોતાની ગાદી ઉપર ફરી ફરીને બેઠા ને શરીરે કાળાં ચાઠાં પડી ગયાં જેમકે મનુષ્યને બળીઆ નીકળે છે ને મનુષ્યની સીકલ બદલી જાય છે તેમ આ ત્રણ પ્રતીમાજીની સીકલો બદલી ગઇ ને કાળા ડાઘા દેખાવા લાગ્યા. હવે સવારે ગોઠી ભુલો એ દેરાસર ઉઘાડવા ગયો પણ દેરાસરનાં બારણાં ઉઘડે

નહી છેવટે મહા સ્તુતી કરી ત્યારે કમાડ ઉઘડયાં એટલે અંદર પેઠો એટલે ગભરાવા લાગ્યો પણ હીમત રાખી ગભારાનાં બારણાં ઉઘાડી અંદર પેસવા ગયો કે તેના ઉપર માર પડવા લાગ્યો ખુબ માર ખાય પણ નાસવાનું સુજે નહી તેમ કોઇને દેખે પણ નહી છેવટે ગભગાઇને હેઠો પડયો તે વખતે કંઇ એવો શબ્દ થયો કે મેં તને કહ્યું છતાં તેં વાત છાની કેમ રાખી તેવો તેને આભાસ કાને સાંભળ્યો તેથી તેને સ્વપ્નની વાત યાદ આવી એટલે બહુ કરગરવા લાગ્યો કે મારી મોટી ભૂલ થઇ તે પછીથી તેને શુદ્ધી આવી એટલે ઉઠીને જુવે છે તો માહા પ્રભુજીનું મુખ તો ભીંત તરફ ને પુંઠ દેખાવા લાગી તેમ સાથેના મહારાજ પણ તેવીજ રીતના દેખાવા લાગ્યા તેથી તો તે વળી બહુજ બીન્યો ને દેરાસરની અંદરથી દોડતો દોડતો આવી બજારની અંદર આવી બુમ પાડી કે હું તો મરી ગયો ને બીજા નોકરોથી તો દેરાસરમાં પેસાતું પણ નથી ને માર ખાઇને હાડકાં તો ભાગી ગયાં તે બુમને લીધે રહેલા શ્રાવકો તથા બીજા અન્યધર્મી લોકો ભરાઇ ગયા પણ દેરાશરમાં જવાની હીમત કોઇની ચાલી નહી. છેવટે વૃધ શેઠ કરમચંદ દેવચંદે માહા અસ્તુતી કરી તારે અંદર જવાયું ને જોયું તો પ્રતીમાજીની પુઠો દેખાઇને મુખતો પછી એટલે ભીંત તરફ તેથી દેખાય નહી પછી તેમને કંઇ સુજ પડી નહી ને માહા પ્રભુજીને પખાલ વીગેરે તેમનું તેમજ કર્યું ને સેવા પણ તેજ પ્રમાણે કરી તે રીતે માહા પ્રભુજીની પ્રતીમાજીઓ ત્રણે ૭ માશ સુધી તેજ સ્થીતીમાં રહી પછી કોઇ મુની માહારાજ આવેલા હશે તેમને આ ગામના શ્રાવકોએ આ હકીકત પુછી તો મુની માહારાજે આશરે રૂપીઆ પાંચસે ગામના શ્રાવકો પાસે ખરચાવી વીધી

સહીત માહા પ્રભુજીને પ્રસંન કર્યા. શેઠ કરમચંદ દેવચંદના ભીરંજીવી. મોતીલાલે માહા પ્રભુજી આગળ ખરા દીલથી અસ્તુતી કરીને પલાંઠીએ સેજ હાથ અડકાડયો કે તુરત માહા પ્રભુજી પ્રથમની પેઠે ગદી ઉપર બીરાજેલા હતા તેજ રૂપમાં બીરાજ્યા પણુ જે શામ ડાઘા હતા તે તુરત ગયા નહી પણુ થોડા વખત પછી તે ડાઘા મટી જઇને જે અસલ રૂપમાં હતા તેજ રૂપમાં માલમ પડયા ને ત્યાર પછીથી જે દેરાની અંદર નાટારંગ થતો હતો તે બંધ થયો પછીથી થતાં કંઇ માલમ પડતું નથી જુઓ કે આ માહા પ્રભુજીનો ચમત્કાર કેવો આએહુબ છે ત્યારબાદ આ માહા પ્રભુજીનું એટલે સાચાદેવ માહારાજનુ શીખર તથા અખંડ ઘીનો દીવો સંવત ૧૯૩૯ ના શ્રાવણુ સુદી ૪ ને રોજ એકી વખતે શીખર તથા દીવો દૈવયોગથી એજ પળે શીખર પડયુ તેમ અખંડ ઘીના દીવાનો નાશ થયો તે વખતે ગોઠી માધવ હાજર હતો તેણે સરવે શ્રાવકોને બોલાવીને બતાવ્યું તે બનાવ જોઇ સરવે લોંકોને ઘણો ભય પ્રગટ થયો પણુ પ્રભુજીની ઇચ્છા સમજીને બંધ રહયા પછી થોડા દીવસ થયે નાતમાં કંઇ કારણુસર તડ પડયાં તે તડ બે શેઠ જીવ્યા ત્યાં સુધી ભેગા થયાં નહી હવે એ ગએલું શીખર સંવત ૧૯૪૫ ના

રોજ ચડાવ્યું તેમજ ધજાગરો ચડાવ્યો તેનું શુભ મહુરત સંવત ૧૯૪૫ ના જેઠ વદી ૧૦ ના રોજનુ હતું આ કામમાં સમજણુ નહી પડવાથી મદદ કરવાને અમદાવાદથી શા. મગનલાલ સરૂપચંદના તથા સા લલુભાઇ સુરચંદ વીગેરે આવેલા હતા ને માહા પ્રભૂજીનું સીખર શેઠ બેહેચરલાલ મોતીલાલે રૂ૧૦૦૯) અંકે એક હજારને એક રૂપીઓ ઉછામણીમાં બોલી માહા પ્રભુજીનું શીખર ચડાવ્યું તેમજ

ખંભાતવાળા શા. પોપટલાલ મુળચંદે પણ સારા પૈસા ખરચીને મહા પ્રભુજીનો ધજાગરો ચડાવ્યો તેમજ ભમતીની દેરીઓના ધજાગરા ચડાવ્યા હતા આ વખતે જાત્રાળુ શ્રાવક લોકોની ઘણી ઠઠ જામી હતી તેમને ઉતરવા સારૂ ધરમશાળાઓ અમદાવાદના શેઠ મગનભાઇ કરમચંદની કરાવેલી તેમ બીજી શેઠ હઠીશંગ કેશરીસંગે કરાવેલી તથા અત્રેના શ્રાવકોએ કરાવેલી તેમ બીજી વૈષ્ણવ લોકોની કરાવેલી તે સરવે મળી ધરમશાળાઓ દશ ભ પુર ભરાઇ ગઇ હતી તોપણ જાત્રાળુ માય પુનહી તેથી વૈષ્નવ તથા પાટીદાર વીગેરે લોકોએ પોતાના ઘરાંમાં પોતે દુઃખ વેઠી જાત્રાળુને સુખ આપ્યું હતું પણ માણસ વધારે તેથી તંબુ નાખી ગામ બહાર રહ્યા હતા તેથી પોલીસની પારટી હાજર રહી હતી તેમ ચોકી પેરાનો બંદોબસ્ત સારો હતો કોઇનું કંઇપણ વાલની વીટી સરખી ગઇ નહોતી તેમ શરીરે સુરલે મહા પ્રભુજીની કૃપાથી સુખી હતા તેમ શીખર ચડાવ્યું તે દીવસે આ ગામના શ્રાવકોએ નોકારશી કરી હતી તેમાં પીરસનારની તંગાશ ને લીધે વૈષ્નવ લોકોએ સારી મેહેનત કરી હતી ધન છે કે પોતે પર ધરમના થઇને આ ગામના શ્રાવકોને મદદ આપી હતી છેવટે જાત્રાળુ લોકો શીખરનું કામ શહીસલામત પુરૂ થયા પછી આશરે ખરચના રૂપીઆ પાંચલાખ થયા હશે આવાં આવાં સદગ્રહસ્થોએ સાચાદેવની સમીપે પુન્યના કામ કરવામાં અતી ઉમંગ રાખે છે આવું મોટું ખરચ કરીને પણ જૈન ભાઇઓ પોતાના ધર્મના કામમાં સર્વદા મસ્હુર રહે છે તે જોઇ અમોને ઘણોજ સંતોષ થાય છે શ્રી જૈન જ્યોસ્તુ.

**શ્રી સાચાદેવની ઉત્પતી સમાપ્ત.**

# શીખર ચડાવતી વખતે આગેવાની કરનાર સદગ્રહસ્થોનાં નામ.

### દોહરો.

શેઠ હેમચંદ દેવચંદ, ચીરણજીવી તે જાણ;
બેહેચર મોતીલાલ છે, પંચ કરે પ્રણામ.
વળી હઠીશંગજી પીતા, ગોકુળચંદ નામ;
ભીખાલાલ અમથા વળી, માતરમાંજ મુકામ.
કાળીદાસ માનચંદ, બહુ બુધી ગુણવાન;
મદદ કરે આ કામમાં, સાહાય થશે ભગવાન.
ધન્ય તમોને સહુ કહે, જીત્યુ જગમાં જાણ;
બોહોતેર કુળ અજવાળીઆં, રહેશે આ એંધાણ.
ધન ખરચી જશ લઇને કીધુ ઉત્તમ કામ;
સભા કહેછે સર્વદા, રહેજો અવીચળ ઠામ.

સમાપ્ત.

## સાતમા સુપાર્વનાથનું વર્ણન.

ખેડા જીલ્લાના માતર તાલુકાનું બરોડા એક નાનું ગામ છે. ગામની શોભામાં કંઇ વધારે કહેવા લાયક નથી ને તેજ ગામની નજીક વાત્રક નદી છે ત્યાં વાણીઆનાં ઘર બે છે. ત્યાં એક અજાયબ જેવુ બન્યું કે ત્યાંના વણકર લોકો વાત્રક નદીમાં કાંકરી કાઢવા સારૂ જતા હતા ત્યાં નદીના કીનારામાંથી એક જૈન મુરતી શ્રી સાતમા સુપાર્શ્વનાથની ઘણી ચમત્કારી ને તેજસ્વી પીળા પાસાણની નીકળી તે પ્રતિમાને લોકોએ પાણીની અંદર સાફ નવરાવી માટી દુર કરીને

પોતાને ઘેર લાવ્યા અને પોતાના ઘરની બહાર ચોકની અંદર તુળસી-ચારો હતો ત્યાં માહારાજને પધરાવ્યા ને તુળસીની કંઠી પ્રભુના ગળાની અંદર નાખીને ઘીનો દીવો કરી હમેશાં ભજન કરવા લાગ્યા જે દિવસે ત્યાં પધરાવ્યા તેજ દિવસથી તે વણકરને પચાસ વરસની ઉમરે પોતાની બૈરીને એક છોકરો ઉત્પન્ન થયો. તેમજ રૂ (૧૦૦)ના આશરે ઘરના પાયામાંથી માલ નીકળ્યો તેથી તે પ્રતિમાજી ઉપર તેને વધારે ભાવ ઉત્પન્ન થયો ને ચમત્કારી છે તેમ તેના મનને લાગ્યુ તેથી તે મુરતીની વાત બહાર પાડી નહી અને ત્યાંને ત્યાં પ્રભુને રાખ્યા જેમ જેમ તેને વધારે ફાયદા થતા ગયા તેમ તેમ તેની અવસ્થા વધારે થતી ગઇ ત્યાર પછી પ્રભુએ ગામ માતરના શા. સાંકળચંદ હીરા-ચંદને સ્વપ્ન આપ્યું કે હું બગેડામાં ફલાણા વણકરને ઘેર છું માટે મને ત્યાંથી તમો તેડી જાવ આ વાતની તજવીજ કરતાં ત્યાંના લોકો ના કહી તેથી તે દિવસે કોઇ ગયું નહી પછી થી બીજે દિવસે શા. નગીનદાસ કાળીદાસ તથા શા. ચુનીલાલ ભી-ખાભાઇને સ્વપ્ન આપ્યું કે મેં શા. સાંકળચંદ હીરાચંદને સ્વપ્ન આપ્યું હતું પણ તમોએ તે વાત ખોટી માની છે પણ સાચી છે ને હું વણકરને ઘેર તુળશીચારા ઉપર છું માટે મને જલદી લઈ જાઓ. બાદ બીજે દિવસે તે લોકોએ બધા શ્રાવકોને એકઠા વાત કરી તેથી સર્વેના મનને આશ્ચર્ય લાગ્યું અને માતર ગામના શ્રાવક શા. સાંકળચંદ હી રાચંદ વીગેરે દશેક માણુસ ગાડીઓ જોડાવીને વારસંગ ગામ ગયા ત્યાં તપાસ કરતાં એક શ્રાવકનું ઘર શા. નાથાલાલ હતું તુ તે માણુસ બહુજ બહાદુર હતો તેણે જૈનભાઇઓ જાણી સારી ચાકરી કરી ને પોતાનું કામ પડતું મુકી આ કામમાં મદદ કરવા લાગ્યો ને

ગયેલા શ્રાવકોની સાથે બરોડે આવ્યા બરોડા ને વારસંગ વચ્ચે ફક્ત વાત્રક નદી છે સામ સામાં ઘરાં દેખાય છે ત્યાં બરોડે આત્રી વણુકરના ફળીઅમાં તપાસ કર્યો તો કંઇ પતો લાગ્યો નહી પણુ જેને સ્તપ્ન આપેલું હતું તેણે કહ્યું કે તુળશીચાના તપાસવા જોઇએ તે તપાસ્યા તો સાતમા સુપાર્શ્વનાથ માહારાજજીએ દર્શન દીધાં ત્યાં માતર ગામના શ્રાવક લોકો ઉભા રહેલા હતા તેમાંથી શા. સાકળચંદ હીરાચંદે માહા પ્રભુની નજીક જઇને તપાસ કર્યો તો જણાયું કે આ મુરતિ આપણા જૈન શ્વેતાંબ ની છે માટે હવે આપણાથી અહીંઆ મુકીને જવાય નહી તે વાત વણુકરને માલમ પડી તેથી તેથી વણુકર બહુ ગભરાયો ને તોફાન કરવા લાગ્યો તેને વારસગના શા. નાથાલાલે બહુ સમજાવ્યો પણુ સમજ્યો નહી ને કહુ છે કે મને મારી નાખો પણુ તે મુરતિ હું આપવાનો નથી.

વળી માતરના જે શ્રાવકો ગયા હતા તેમણે કહ્યું કે અમો તો એટલે વણુકરને રૂ. ૫૦) આપીએ પણુ તેણે ના કહી છેવટે રૂ. ૧૦૦) સુધી આપવાના ટલા પણુ તેણે આપી નહી પછી વારંગના શેઠ. નાથાલાલ હતા તેમને માતરના શ્રાવકોને કહ્યું કે તમો હવે રૂપૈયા આપશો નહી ને મારે ઘેર ચાલો હુ કાલે તમને માહા પ્રભુજીની મુરતિ લવી આપીશ; માટે તમો મારૂં કહ્યું માનીને રહો પણુ માતરના શ્રાવકોએ કહ્યું કે તેને દિલગીરી કરીને મુતી લેવી નહી તેમ લીધા સીવાય જઇએ નહી છેવટે મુરતી ઉપાડી ચાલતા થવાનો વિચાર કર્યો પણુ વણુકર લેકોનું જોર વધારે હોવાથી કંઇ ફાવ્યું નહી ને નિરાસ થઇ પાછા આવવાનો વિચાર કર્યો પણુ શેઠ નાથાલાલે કહ્યું કે ગમે તેમ થાઓ પણુ હું તમોને મુરતિ અપાવીશ માટે

કંઈ ચિંતા કરશો નહી તેથી ગયેલા માણસો પછા આવ્યા ને માતરના શ્રાવકોને બનેલી હકીકત કહી તેથી બીજે દિવસે વીશેક માણસો, શા સાંકળચંદ હીરાચંદ તથા શા નગીનદાસ કાળીદાસ તથા શા. ચુનીલાલ ભીખાભાઇ વિગેરે તૈયાર થયા કે ગમે તેમ કરીને આ જે પ્રતિમાજી લીધા વિના પાછું આવવું નહિ. તેવો વિચાર કરીને તૈયાર થઇ. ગાડીઓ શેઠ. બેહેચરલાલ મોતીલાલ વિગેરેની જોડીને સંવત ૧૯૬૦ ના મહા શુદી ૧૩ ની રાત્રે નીકળ્યા. વચ્ચમાં મેપેરજ ગામ આવે છે ત્યાં પોચા પણ રાત અંધારીને સુજે નહી તેને લીધે નદીની નજીકમાં એક મોટો ખાડો હતો તેમાં પ્રથમની ગાડી ઉંધી પડી પણ માહા પ્રભુજીની કૃપાથી કોઇને વાગ્યું નહી ને સહી સલામત ગાડી સાચવીને બહાર કાઢી ત્યાંથી ગાડીઓ વારશંગ ગઇ ને શા નાથાલાલને ગામ માતરના લોકોએ કહ્યુ કે વણકરને સમજાવીને રૂ ૨૦૦) સુધી આપવા તેમ છતાં ના આપે તો તોફાન કરીને આપણી જૈન મુરતી લાવવી તેવો નિશ્ચય કર્યો પછી નાથાલાલે માતરના બાઇઓ સારૂ રસોઇ કરાવવાનું કહીને પોતે હિમ્મત રાખીને તેમ બીજા વારશંગના ગરાશીઆ લોકોને મદદમાં લેઇ માતરથી ગયેલા માણસો સાથે આશરે પાંત્રીસ માણસો ત્યાંથી નીકળી બરોડે ગયા ને એકદમ તે વણકરના ફળીઆમાં પેશી ને આજુ બાજુ માણસો ઉભા રાખ્યા કે પ્રતિમાજી બીજે છાની રીતે લઇ જાય નહી તેમ ધારીને બધા વિંટાઇને ઉભા રહ્યા ને પછીથી તપાસ કરી તો માહા પ્રભુજીને દીઠા નહી તેથી ત્યાંના મુખીપટેલને બોલાવ્યા તેમણે તે વણકરને બોલાવીને મુરતી આપવાનું કહ્યું ત્યારે તે વણકર કહે છે કે માહા પ્રભુને તો ખત્રાંટીવાળા શેઠ બેહેચરભાઇ

લલુભાઇ મફત મારી પાસેથી લઈ ગયા છે ને અમારે ઘેર તો બે દિવસથી કોઇએ પણ ખાધુ નથી ને ઉદાસમાં બેસી રહ્યા છીએ માટે તમો મ હા પ્રભુના દર્શન કરાવો તો ખાઇયે તેવી વાત કરવા લાગ્યો પણ અગેલા માણસે એ તે સાચી વાત માની નહી કે રૂ૧૦ ) સો આપતા હતા પણ માહાપ્ર ભુજીને આપ્યા નહી ને કહે છે કે ખરાંટીના શેઠ બેચર ભાઇ લલુભાઇ મફત લઇ ગયા છે તે વાત ખોટી છે ત્યારે મુખીએ કહ્યું કે તમો ખરાંટી બે માણસો જઇને તપાસ કરો એટલે માલમ પડશે. એટલે તેમાંથી શા સાંકળચંદ હીરાચંદ તથા શા. મગનલાલ ગે કળદાસ તૈયાર થઇને ખરાંટી પેહુંગ્યા ને બીજા શ્રાવકો બરોડ મુખીના ચોરામાં બગ જઇને બેઠા ને મુખીએ ચા પાણી કરીને આવેલા માણસોની સારી બરદાશ કરી (ધન છે તે મુખીને કે તેણે વગર ઓળખાણે સારી બરદાશ કરી ને ઉપર જણાવેલા બે માણસો ખરાંટી શેઠ બેચરભાઇ લલુભાઇને જઇને મળ્યા. ત્યારે તેમણે કહ્યું કે હું કાલે હુમરાણી ગયો હતો તે અરસામાં તમો તીજે દીવસે આવેલા તે વાતની મને ખબર થઈ તેથી તે વણકરને ઘેર જઇને સમજાવો કે મારા રૂ૧૦૦) લેણા છે તેમાં ઓછા આપજે તેવું આડુઅવળુ સમજાવ્યું તેથી તુરત મને માહાપ્રભુ લઇ જવાનું કહ્યું ને તે વણકર કહે છે કે મને સ્વપ્ન થયું કે તું જો એક પૈસો સરખો લઇશ તો તારૂ ખરાબ થશે માટે વગર પૈસા લીધે એમનેએમ આપજે એટલે વણકરને દેશત લાગી પ્રથમ આપવાનું ના કહ્યું પણ પ્રભુજીની ઇચ્છા ત્યાં જવાની હશે તેમ ધારી આપવાનું કબુલ કર્યું એટલે મેં નજીકમાં વાત્રકનદી વહે છે ત્યાં માહાપ્રભુને લઇ જવાને કહ્યું એટલે વણકર લઇને વાત્રક નદીએ આવ્યો ત્યાં નવરાવીને જે ગળામાં તુલશીની કંઠી ઘાલી હતી

તે કાઢી નંખાવી ને હું ઉચકીને મારે ઘેર ખરાંટી લાવ્યો ત્યાં શેવા પુજા કરી છે તમારે દરશણ કરવાં હોય તો આવો કરાવું. એટલે ઉપર જણાવેલા શા. સાંકળચંદ હીરાચંદ તથા શા. મગનલાલ ગોકળદાસ તેમના ડેલાના મેડા ઉપર ગયા તો ત્યાં માહાપ્રભુજી એક તાકાની અંદર બેસાડેલા હતા તેમણે દરશન ચૈત્યવંદન કરી પાછા તે શેઠ બેહેચરભાઇ પાસે ગયા ને બેહેચરભાઇને કહ્યું કે જો આપને દેરાસર બંધાવવું હોય તેમ આ મુરતીનું ફરીથી અંજન કરાવવું પડશે તે વીશે જો આપને પૈસા ખરચવાની શકતી હોય તો સુખેથી માહાપ્રભુજીને અહીંયાં રાખો નહીતો અમારા ગામમાં શેઠ બેહેચરલાલ મોતીલાલની વીધવા બાઇ પારવતીમાને ઉજમણું કરવાનું છે તેમ દેરાસરમાં નવો ગોખલો કરાવી પ્રતીમાજી પધરાવવાના છે ને રૂપૈઆ પંદર વીસહજાર ખરચવાના છે માટે જો આપો તો સુલભ કામ થાય ને ફરીથી આવી તક મળવી મુસ્કેલ છે તેવી સમજણ ઘણી વખત પાડી તેથી તેમણે માહાપ્રભુજીને લેઇ જવા કહ્યું એટલે શા. સાંકળચંદ હીરાચંદ પોતે નાહીને શેવાનાં લુગડાં પહેરીને બીજું અબોટીયું માહાપ્રભુજીને ઢાંકી માંથે લઇને પોતે વારસંગ આવે છે ત્યાં બરોડાગામ વચમાં આવેલ તેથી તેમને વણકર લોકોએ રોકી રાખ્યા ને કહ્યું કે અમોને માહાપ્રભુજીનાં દરશન કરાવો ત્યારે ઉભા રહી સાંકળચંદે કહ્યું કે આ વણકરોએ કાલનું ખાધું નથી માટે પ્રભુજીનાં દરશન કરાવો. ત્યારે લોકોએ કહ્યું કે રસ્તામાં થાય નહીં દરશન કરવાં હોય તો વારસંગ આવો તેથી વણકર વારશંગ આવ્યા ત્યાં પ્રભુજીનાં દરશન કર્યાં ને સાંકળચંદે પખાળ અંગલુહણાં કરી સેવા કરી ને બીજા બધાએ શેવા કરી ચૈત્યવંદન કર્યાં આ વખતે વારશંગના

શેઠ નાથાલાલે સાધરમીભાઇઓની ખુબ બરદાશ ચાકરી કરી પછીથી માહા પ્રભુજીને નિવેદ ધરાવી સર્વે જૈનભાઇઓ જમત. બેઠા ને ખુશીથી જમીને આનંદ કરે છે ને માહાપ્રભુજીને સાથે માતર લઈ લેવાનો વિચાર કરે છે પણ રાત પડી જવાથી ને લાંબે પંથ જવાનું ને ટાઢનો વખત માટે પ્રભુજીને સાથે લેવાનું કંઇ બન્યું નહી ને ત્યાંના શેઠ નાથાલાલે કહ્યું કે આજની રાત મારે ઘેર પ્રભુને મહેમાન રહેવા દો તમો કાલે પાછા આવશો એટલે મહા પ્રભુજીને વીદાય કરીશું તેમનું માન રાખી સર્વે ભાઇઓ રાત્ર માતરમાં રહેલા બીજા જૈન ભાઇઓ રાહ જોઇને બેઠા હતા રાતરે બે વાગે માતર આવી બનેલી સરવે બીના કહી એટલે સરવેના મનને આનંદ થયો ને તેજ વખતે દેરાસરના પુજારી તથા મુનમ ભટ જેઠારામ ગણપતરામ આ બંને જણ તૈયાર કરીને તેજ વખતે પોતે ચલી નીકળ્યા વહાણુ વાતાં વારશગ પહોંચ્યા ને શા. નાથાલાલને મળ્યા ને તેમની રજા લઇ મહાપ્રભુજીને પખાળ અંગલુહણાં કરી શેવા કરીને પોતે માતર આવવા નીકળ્યા. સંવત ૧૯૬૦ ના મહા સુદ ૧૪ ના રોજ દીવસના ત્રણુ વગતાં માહાપ્રભુજીને માતર લાવ્યા તે વખતે પ્રભુજીનું સામૈયું ઘણા જૈન ભાઇઓ મળી ઘણી ધામધુમથી વાજીત્ર સાથે પ્રભુજીને ગામમાં લાવ્યા તે વખતનો દેખાવ એવો તો શોભવા લાગ્યો કે ઘણાના મનને આનંદ આપે તેવો થઇ ગયો તે વખતે મુની મહારાજ પન્યાસજી વૃદ્ધિવિજયજી પણ હાજર હતા ને સારૂ મહુરત જોઇ પ્રથમ શા ફુલચંદ કાળીદાસે નવી દુકાન કરાવેલી તેમાં તેમના ઘણા આગ્રહથી ત્યાં પ્રભુજીને બે કલાક મહેમાન તરીકે રાખ્યા પછીથી જે પ્રથમ સાચાદેવ માહરાજ આવેલા ને જે ઓરડીમાં મહેમાન રાખેલા

તેજ ઓરડીમાં આ માહાપ્રભુજીને પણ મોટું શીંધાસન મુકીને મહેમાન તરીકે પધરાવ્યા ને વીધવીધ પુજાઓ ભણાવવા માંડી તેજ દીવસે જૈનભાઇઓ માહાપ્રભુજી પોતાના ગામમાં બીરાજ્યા માટે ખુશાલીમાં પોતે ઓછવની સાથે સ્વામીવત્સળ પણ કર્યો તે દીવસે તો ઇંદ્રાપુરી જેવું થઇ રહ્યું ને સાક્ષાત પ્રભુજી માતરગામમાં બીરાજ્યા ત્યાં હરખનો પાર રહયો નહી વળી મહાપ્રભુજીનો એવો પ્રતાપ કે શેઠ બહેચરલાલ મોતીલાલની વીધવા બાઇ પારવતીબાને દેરાસરમાં નવો ગોખલો કરીને પ્રતીમાજી પધરાવવાનો વીચાર હતો ને તેમને નામરાશીથી ચંદ્રપ્રભુજી મહારાજજી બેસાડવાનું નકી કર્યું હતું ને તેમને સારૂ આંગી મુગટ વીગેરે દાગીના પણ કરાવ્યા હતા પણ જે દીવસે પ્રભુજીને બીરાજમાન કરવાના હતા તેનાથી દશેક દીવસ પહેલાં તે બાઇ મહા ભાગ્યશાળી અને ભોળી તેમને જે પ્રતીમાજી મહેમાન તરીકે લાવીને એટલે સાતમા સુપાર્શ્વનાથ માહાપ્રભુને રાખેલા હતા તેમને બેસાડવાનું મન થયું તેથી સાતમા સુપાર્શ્વનાથ માહાપ્રભુજીને બેસાડવા છે તે વીચાર બધા લોકોને પણ સારો લાગ્યો એટલે ગામમાંથી બે શ્રાવકને એટલે શા રાયચંદ હઠીચંદ તથા શા ચુનીલાલ ભીખાભાઇને સુરત મોકલી મહારાજને પુછાવ્યું તેમણે પણ મહુરત સારૂ કહ્યું ને તે પ્રતીમાને સુરત લઇ જઇ અંજન કરાવ્યું ને સંવત ૧૯૬૦ના વૈશાખ શુદી ૧૫ ને શુક્રવારે સવારના ૧૦ દશ વાગતાં પોતે ઘણી ધામધુમથી શાન્તીસનાથ ભણાવી બેસાડયા તે વખતે માણસનો ભરાવો એટલો હતો કે કહી શકાય નહી અને દૂર દેશાવરથી ઝાઝા પ્રભુનાં દરશન કરવાને આવેલા હતા તેમ બધા લોકોને સુવા બેસવાની સારી ગોઠવણ કરી હતી તેમ અઠાઇઓછવ તથા નોકારશી તેમ રસોડું

આ જેએ કાઢેલું હતું તેમ પોતાને ઘેર ઉજમણું પણ કર્યું હતું. આ ઉજમણામાં તથા મહાપ્રભુને બીરાજવાને સારૂ ગોખ કરાવેલો તે સરવેમાં મળીને અનુમાનથી રૂ૧૪૦૦૦) ખરચેલા છે ધન્ય છે તે બાઇને કે જૈન કોમમાં પણ હાવા હાવા પૈસા ખરચી લાવો લે છે અમારૂં અંતઃકરણ એમ કહે છે કે સદાકાળ જૈનકોમમાં આગેવાન થાય છે તેને પૈસા આપી રહે છે આવા આવા સદગ્રહસ્થો પુન્યના કામ કરવામાં અતી ઉમંગ રાખે છે આવું મોટું ખરચ કરીને પણ જૈન ભાઇઓ પોતાનો ધર્મ બજાવે છે તે જોઇ અમોને ઘણોજ સંતોષ થાય છે.

## દોહરો.

શા હીરાચંદ હરખચંદ, ચીરણજીવી તે જાણ,
શા સાંકળચંદ હીરાચંદ છે, પંચ કરે પ્રણામ;

## સમાપ્ત.

# શ્રાવક દિન કૃત.

શ્રાવકે હમેશાં બે ઘડી પાછલી રાત્રે ઉઠીને મનમ નવકારમંત્ર સ્મરણ કરવો ને તે પછી પોતાના દેવગુરૂ ધર્મ તથા આત્મા અને પોતાનાં કૃત્યનો વિચાર કરવો પછી સામાયિક, અને રાઇ પડિક્કમણું કરી રાત્રિએ કરેલા પાપની આલોયણ લેવી ને યથાશક્તિ પચ્ચખ્ખાણ કરવું. પછી પ્રભુનાં સ્તવન તથા સઝાય વિગેરે કરવું. પછી ચૌદ નિયમ ધારવા પછીથી યત્ન પૂર્વક દેહેરે જઇ પ્રભુની દ્રવ્ય તથા ભાવ પૂજા કરવી તેની કિંચિત્ વિધિ નીચે બતાવે છે લીલફુલ તથા જીવ રહિત શુદ્ધ ભુમિ જોઇને સ્નાન કરીને રૂમાલવતી દિલ સાફ કરવું

પછી પૂજાને વાસ્તે જુદાં જુદાં સંખેલાં વસ્ત્ર પહેરવાં એક સાડી ઉ-
ત્તરાસણ કરવું આઠપડો મુખકોશ બાંધવો દેરાસરમાં ૮૪ આશાતના
ટાળવી તેમાંની મોટી દશ આશાતનાઓ નીચે પ્રમાણે—૧ પાન
સોપારી આદિ કંઇ ચીજ ખાવી. ૨ પાણી પીવું. ૩ ભોજન કરવું.
૪ પગરખાં પહેરી રાખવાં, ૫ મૈથુન સેવવું, ૬ પથારી કરી સુવું,
૭ થુંકવું, ગળફા વિગેરે નાખવું. ૮ પેશાબ કરવો. ૯ દિશાએ જવું.
૧૦ જુગટું રમવું એ આશાતના તો અવશ્યે ટાળવી. પછી જીન
પ્રતિમાને વિનય પૂર્વક પોશો તથા વાળાકુંચી કરવી, અંગલોહણાં
કરી દ્રવ્યથી એટલે કેશર તથા ફુલથી પૂજા કરવી તેનું નામ દ્રવ્ય
અંગ પૂજા અને અક્ષત ધુપ, અગર, દીપ વિગેરેથી પૂજા કરવી તે
દ્રવ્ય અગ્રપૂજા કહેવાય છે. પૂજા કરવાની એટલે ટચલી આંગળીની
જોડેની આંગળી જમણા હાથની આંગળીના નખને કેસરમાં બોળવો
નહીં તેમજ પ્રતિમાજીને પણ નખ અડકે નહીં તેમ પ્રભુના નવ
અંગે પૂજા કરવી.

૧ જમણા તથા ડાબા અંગુઠે, ૨ જમણા તથા ડાબા ઢીચણે
૩ જમણા તથા ડાબા કાંડે, ૪ જમણે તથા ડાબે ખભે, ૫ મસ્તકે,
૬ લલાટે, ૭ કંઠે, ૮ છાતીએ, ૯ નાભીએ, એ રીતે નવ અંગે
પૂજા કરવી તથા સિદ્ધચક્રની પૂજા કરતાં અરિહંત, સિદ્ધ, આચાર્ય,
ઉપાધ્યાય, સાધુ, જ્ઞાન, દર્શન ચારિત્ર તપ એ રીતે નવપદજીની
અનુક્રમે પૂજા કરવી પછી મંગળીકને અર્થે અષ્ટ મંગળિક આળેખવા
પછી ત્રણ ખમાસણ દઇ ઇરિયાવહી પડિક્કમિ, ચૈત્યવંદન કરવું
જેની વિધિ નીચે આપી છે વળી દેરાસરમાં દસત્રીક સાચવવા તે
કહે છે.

૧ ત્રણ નિસિહ, ઘર વ્યાપાર છોડવારૂપ પ્રથમ નિસીહિ દેરાસરના પ્રથમ બારણે કહેવી. બીજી દેરાસર સબંધી વ્યાપાર જોડવારૂપ ગભારામાં પેસતાં કહેવી. ત્રીજી દ્રવ્ય પૂજા છોડવારૂપ ચૈત્યવંદન કરતાં પહેલાં કહેવી. ૨ ત્રણ પ્રદક્ષણા-જ્ઞાન, દર્શન, અને ચારિત્ર આસાધવારૂપ, ૩ ત્રણ પ્રણામ, બે હાથ જોડીને પ્રણામ કરવો તે કેડ ઉપરનો ભાગ નમાવીને કરવો તે ખમાસમણો દેઇ પ્રણમ કરવા. ૪ ત્રણ પૂજા અંગપૂજા, અગ્રપૂજા, ભાવપૂજા ૫ ત્રણ અવસ્થા પ્રભુની ભાવવી છદ્મસ્થ કેવળી તથા ત્રીજી સિદ્ધની અવસ્થા, ૬ દિસત્રિક-ત્રણ દિસાટાળીને ફકત પ્રભુના મુખની દિશામાંજ નજર રાખવી. ૭ ત્રણ વાર ભુમિ પ્રમાર્જન કરવુ, ૮ વર્ણત્રિક, અક્ષર આલંબન, વર્ણ આલંબન અને ત્રિજુ પ્રતિમા આલંબન ૯ ત્રણ મુદ્રા, ૧ યોગ મુદ્રા, તે બે હાથ જોડી માંહોમાંહે આંગળીઓ રાખવી, ૨ જીનમુદ્રા બે પગની વચ્ચે ચાર આંગળ માર્ગ મુકી કાઉસગ્ગ કરવો, ૩ મુક્તા શુક્તિ મુદ્રા કમળના ડોડાને આકારે, બે હાથ જોડી સ્તુતિ કરવી ૧૦ ત્રણ પ્રણિધાન ૧ જાવંતિચેઇઆઇ, ૨ જાવંત કેવિસાહુ. ૩ જયવિરાય

ઇતિ દસત્રિક સંપૂર્ણ.



## દેરાસરમાં જતાં પાંચ અભિગમન સાચવવાં તેમના નામ.

૧ સચિત ફળાદિકનો ત્યાગ, ૨ અચિત વસ્ત્રાદિનું ધારણ કરવું ૩ અખંડ એક સાડી ઉત્તરાસણ કરવુ. ૪ એકાગ્ર ચિત્ત કરવું ૫ દુર થકી પ્રણમ કરવા, રાજાના પાંચ અભિગમન, ખડ્ગ, છત્ર, ચામર,

મુગટ અને મોજડીઓ એ પાંચે દેહેરાસર બાહાર મુકવાં એ રીતે દ્રવ્ય તથા ભાવપૂજા કરવી પછી ગુરૂવંદન વાસ્તે ઉપાશ્રય જઇ ત્યાં વ્યાખ્યાણ એક ચીત્તે સાંભળવું પછી દોષ રહિત સુઝતો આહાર સાધુને વહોરાવીને પછી ભોજન કરે પછી વ્યાપાર શુદ્ધ કરવો. ઓછું અધિકું આપવું લેવું નહીં જુઠી સાખ ન પુરવી તથા જુઠાં લેખ ન કરવા વળી અનંતકાય બાવીસ અભક્ષ્ય વિગેરે ખાવા નહી, રત્રિ ભોજન કરવું નહીં, એમાં અતિશે પાપ છે વળી સાજી, સાબુ, લોહ, ગળી, મધુ, ધાવડી વિગેરે જણસો શ્રાવકે વેચવી નહી તેમાં ઘણા દોષ છે પાણી બે વાર ગળવું, બ્રહ્મચર્ય પાળવું, પાપનું મુળ જે પંદર કર માદાન તે ટાળવાં અનર્થ દંડ કરવો નહીં અસત્ય વચન ભાખવું નહીં શુદ્ધ સમકીત પાળવું ઓછામાં ઓછી પાંચ તીથી આરંભ કરવો નહીં. સુપાત્રદાન કરવું સારા કામમાં દ્રવ્યનો ઉપયોગ કરવો. પરોપ કાર કરવો દીવસ થોડો બાકી રહે ત્યારે ચઉવિહાર કરવો પછી દેવ સી પ્રતિક્રમણ કરી દીવસના પાપ આળોવવાં પછી મનમાં અરિહંત સિદ્ધ સાહુ અને કેવલી ભાષિત ધર્મ એ ચાર સરણ યાદ કરવાં મન માં શેત્રંજાદિકની યાત્રાનો ભાવ રાખવો અને પછી સુઇ જવું આ કરણી શ્રાવક બરોબર પાળે તો તેના કર્મ પાતળાં પડે ને અનુક્રમે મોક્ષનું સ્થાન પામે.

શ્રાવકની કરણી સમાપ્ત.

———:०:———

## શ્રી અરિહંત પ્રતિમા વંદન તથા પુજન વિધિ.

૧ પુષ્પાદિકથી પુજા કરવી. ૨ જીનરાજની આગ્નાં પાળવી ૩ દેવ દ્રવ્યનું રક્ષણ કરવું. ૪ ઓચ્છવ કરવા. ૫ તીર્થયાત્રા કરવી એ પાંચ પ્રકારની જીનરાજની ભકિત છે.

જેમ કોઇ પુરૂષને પોતાની માતા પીતા કે ગુરૂની છબી જોઇ આનંદ થાય છે ને તેને મન વચન ને કાયાએ કરીને નમસ્કાર કરે છે તથા પોતાની સ્રીની મૂરતી જોઇને કામ બ્યાપ્ત થાય છે તેમજ પરમેશ્વરની શાંત મુદ્રાવાળી મૂરતી જોઇને આપણને આનંદ ઉત્પન્ન થાય છે એટલુંજ નહી પણ તેમના સદ્ગુણોનું અનુકરણ કરવાનું મન થાય છે વળી આપણે જેમ જેમ વધારે ભાવથી તે પ્રતિમાને નીરખીએ છીએ તથા સ્તતી નમસ્કાર પૂજા આદી પ્રકાર થી તેનું બહુ માન કરીએ છીએ તેમ તેમ આપણા આત્મામાં સદ્ગુણો ગ્રહણ કરવાની તથા સદાચરણથી ચાલીને મોક્ષ મેળવવાની ઇચ્છાના અંકુરો પ્રગટ થાય છે પ્રતિમાનું દર્શન કરવાથી પૂજા કરવાથી જે ઉત્તમ જીવનું તે પ્રતિબિંબ છે તેના ચરિત્રનું મનન કરવાથી તથા આપણી જીંદગી પણ તેના જેવી ધર્મીષ્ઠ દયાળુ ને પરોપકારી થાય ને આપણે પણ તેની પેઠે મોક્ષનાં અનંત સુખ મેળવી એવી ભાવના ભાવાથી આપણને કલ્યાણ થાય છે. ને પરંપરાએ તેના જેવી સ્થીતિએ પહોંચવાને આપણે લાગુ થઇએ છીએ.

## પુજાની વિધિ નીચે મુજબ.

ન્હાવાને ઠેકાણે કિડીઓનાં નગરો, તથા લીલફુલ વિગેરે જીવની ઉત્પત્તિ હોવી ન જોઇએ તથા પાણી ઢોળવાથી જીવ ઉત્પન્ન થવાનો સંભવ પણ ન હોય એવે ઠેકાણે પાટલે બેસીને ઉના મીઠા પાણીએ ન્હાવું. ન્હાતાં શરીર શુદ્ધ થાય તેના કરતાં વધારે પાણી ઢોળવુ નહી ન્હાતાં વડીનીતી કરવાનું, ઝાડેફરવનું, વસ્ત્ર પહેરવું નહી ને ન્હાવાનું પંચીઉ જુદું રાખવું. ન્હાયા પછી રૂમાલવતી શરીર સાફ કરીને પુજાનું જુદું સ્વચ્છ વસ્ત્ર રાખેલું હાય તે પહેરવુ અને એક સાડીનું

(એકવડુ આંતરી રહીત વસ્ત્રનુ') ઉત્તરાસન કરવું અને અઠ્ઠપડો મુખકેષ બાંધી વિધિપુર્વક જીનરાજને મોરપીછી, પોથો, વાળ કુંચી, ન્હવણ અને અંગલુહણાં કરવાં. ત્યાર પછી ધુપ, અગર, કેશર, અને અખંડ (છેદાયા વીનાનું) ફુલ વિગેરેથી જીનરાજની દ્રવ્યપુજા કરવી ને કેશરમાં જમણા હાથની અનામીકા ટચલી આંગળી પાસેની આંગળીનું ટેરવું નખને કેશર અડે નહી એવી રીતે બોળી નિર્મળ ચિત્તે પ્રભુજીના નવ અંગે પુજા કરવી તે નીચે પ્રમાણે—

## જીન નવઅંગી પુજાના દુહા.

અંગુઠે—જળ ભરી સંપુટ પત્રમાં, યુગલીક નર પુજંત;
 રિખવ ચરણ અંગુઠડે, દાયક ભવજળ અંત. ૧

ઢીંચણે—જાનુબળે કાઉસગ્ગ રહ્યા, વિચર્યા દેશવિદેશ;
 ખડાં ખડાં કેવળ લહ્યું, પૂજો જાનું નરેશ. ૨

કાંડે—લોકાંતિક વચને કરી, વરસ્યા વરસીદાન;
 કર કાંડે પ્રભુ પૂજતાં, પૂજો ભવી બહુ માન. ૩

ખભે— માન ગયું દેય અંશથી, દેખી વીર્ય અનંત;
 ભુજાબળે ભવજળ તર્યા, પુજો ખંધ મહંત. ૪

મસ્તકે—સિદ્ધશિલા ગુણ ઉજળી, લોકાંતે ભગવંત;
 વસિયા તેણે કારણ ભવી, સિદ્ધ શીખા પૂજંત. ૫

કપાળે—તિર્થંકર પદ પુન્યથી, ત્રિભુવન જન સેવંત;
 ત્રિભુવન તિલક સમા પ્રભુ, ભાલ તિલક જયવંત. ૬

કંઠે—સોળ પહોર પ્રભુ દેશના, કંઠે વિવર વરતુલ;
 મધુર ધ્વની સુરનર સુણે, તિણે ગળે તિલક અમુલ. ૭

હૃદયે—હૃદયકમળ ઉપશમ બળે, બાળ્યા રાગને રોષ;

હિમ દહે વનખંડને, હૃદય તિલક સંતોષ ૮

નાભી—રત્નત્રયી ગુણ ઉજળી, સકળ સુગુણ વિસરામ;

નાભીકમળની પુજના, કરતાં અવિચળ ધામ. ૯

હાથ જોડીને—ઉપદેશક નવ તત્વના, તિણે નવ અંગ જીણંદ;

પુજો બહુ વિધ રાગશું કહે શુભવીર મુણિંદ. ૧૦

એ રીતે નવઅંગ પુજવાં તેમાં પ્રથમ જમણું અંગ પુજ્યા પછી ડાબુ અંગ પુજવું. વળી સિદ્ધચક્રજીમાં અરીહંતાદિક નવપદની અનુક્રમે પૂજા કરી મંગળીકને અર્થે અષ્ટમંગળ કેશરથી આલેખવા. પછી મંડપમાંથી બહાર નીકળીને જીનભુવનમાં પ્રભુ સન્મુખ બેસીને સ્વસ્તિક અથવા સાથીઓ નીચે પ્રમાણે અક્ષત—ચોખાથી પુરવો.

## સ્વસ્તિક અથવા સાથીઓ.





આ ઉપરના સાથીઆમાં ચાર પાંખાં તે ચારગતિ મનુષ્ય, દેવ, તિર્યંચ, નારકીના સૂચક સમજવાં અને અર્દ્ધચંદ્રાકારનું ચિન્હ છે તે ઉર્ધ્વસ્થાન-સીદ્ધશીલા-મુક્તિસ્થાનનું સૂચક છે.

આ સ્વસ્તીક પુરી માગવાનું કે હે ત્રિલોકના નાથ આ ચાર ગતીમાંથી મને મુક્ત કરી જ્ઞાન, દર્શન ને ચારિત્રરૂપ દાન દઇ અજરામર સ્થાનક-મોક્ષસ્થાન પામવા શક્તિવાન કર.

આ સાથીઓ ચૈત્યવંદન કર્યા પહેલાં અક્ષત-ચોખાથી પુરીને નૈવેદ ફળ પ્રમુખથી અગ્રપૂજા કરવી પછી ભાવપુજા-ચૈત્યવંદન કરવું.

સમાપ્ત.

# ચૈત્ય વંદન કરવાની વિધિ.

પ્રથમ ત્રણ ખમાસમણ દેઇને પછી ઇચ્છા કારેણ સંદિસહ ભગવાન્ ચૈત્ય વંદન કરૂં, ઇચ્છં

## ૧ ચૈત્ય વંદન.

વિમળ કેવળ જ્ઞાન કમળા, કળિત ત્રીભુવન હિતકરં;
સુરરાજ સંસ્તુત ચરણ પંકજ, નમો આદિ જીનેશ્વરં.
વિમળ ગિરિવર સંઘ મંડણ, પ્રવર ગુણ ગણ ભુધરં;
સુર અસુર કીંનર કોડી સેવિત, નમો આદિ જીનેશ્વરં.
કરતી નાટીક કીંનરી ગણ, ગાય જીનગુણ મનહર;
નિરજરા વળી નમે અહનિશ, નમો આદિ જીનેશ્વરં.
પુંડરિક ગણપતિ સિદ્ધિ સાધી, કોડી પગુ મુનિ મનહરં;
શ્રી વિમળ ગિરિવર શૃંગ સિદ્ધા, નમો આદિ જીનેશ્વરં.
નિજ સાધ્ય સાધન સુર મુનિવર, કોડી નંત એ ગિરિવરં;
મુગતી રમણી વર્યા રંગે, નમો આદિ જીનેશ્વરં.
પાતાલ નર સુર લોક માંહી, વિમળગિરિવર તોપરં;
નહિ અધિક તિરથ તિરથપતિકહે,નમો આદિ જીનેશ્વરં,
એમ વિમળ ગિરિવર શિખર મંડણ,દુખવિહંડણ ધ્યાઇયે.
નિજ સુદ્ધ સત્તા સાધનાર્થં, પરમ જ્યોતિની પાઇએ;
જિત મોહ કોહ વિછોહ નિંદ્રા, પરમ પદ સ્થિત જયકરં;
ગિરિરાજ સેવા કરણ તત્પર, પદ્મ વિજય સુહિતકરં,

॥ ઇતિ ચૈત્યવંદન ૧ ॥

## જંકિંચી.

જંકિંચિ નામ તિત્થં, સગ્ગે પાયાલિ માણુસેલોએ;
જાઈં જીણબિંબાઇ, તાઈં સવ્વાઈં વંદામિ.

## નમુત્થુણં.

નમુત્થુણં અરિહંતાણં ભગવંતાણં આઇગરાણં તિત્થયરાણં સયંસંબુદ્ધાણં પુરિસુત્તમાણં પુરિસસીહાણં પુરિસવર પુંડરીઆણં પુરિસવર ગંધહત્થીણં લોગુત્તમાણં લોગનાહાણં લોગહિઆણં લોગ પઇવાણં લોગપજ્જોઅગરાણં અભયદયાણં ચખ્ખુદયાણં મગ્ગદયાણં શરણદયાણં બોહિદયાણં ધમ્મદયાણં ધમ્મદેસિયાણં ધમ્મનાયગાણં ધમ્મસારહીણં ધમ્મવરચાઉરંત ચક્કવટ્ટીણં અપ્પડિહયવરનાણં દંસણ ધરાણં, વિઅટ્ટછઉમાણં જીણાણં જાવયાણં તિનાણં તારયાણ બુદ્ધાણં બોહયાણં મુત્તાણં મોઅગાણં સવ્વન્નુણં સવ્વદરિસીણં શિવ મયલ મરૂઅ મણંત મખ્ખય મવ્વાબાહ મપુણ રાવિત્તિ સિદ્ધિગઇ નામધેયં ઠાણંસંપત્તાણં નમોજીણાણં જીઅભયાણં જેઅઅઇયાસિદ્ધા જેઅભવિ સંતિણાગએટાલે સંપઇઅવટ્ટમાણા સવ્વેતિવિહે વંદામિ.

## અથ જાવંતિ ચેઇયાઇ.

જાવંતિ ચેઇઆઈં ઉદ્ધેઅ અહેઅ તિરિઅ લોએ અ ॥
સવ્વાઈં તાઈં વંદે, ઇહિ સંતો તત્થસંતાઈં. ॥ ૧ ॥

### ઇચ્છામિખમાસમણો બોલવું જોઇએ.

## અથ જાવંતકેવિસાહુ.

જાવંતકેવિસાહુ ભરહેરવયમહાવિદેહેય;
સવ્વેસિંતેસિંપણુઓ તિવિહેણતિદંડવિરયાણં. ૧

## નમસ્કાર

નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાય સર્વ સાધુભ્ય.

## સ્તવન.

શી ગતી થાશે અમારી એ દીનાનાથ, શી ગતી થાશે અમારી;
ઇંદ્રીને કાજે હું ઘણું ધાયો, કર્મ કીધાં બહુ ભારી. એ દી૦ શી૦ ૨
એ વાતે મારૂં મન લલચાયું, એક કંચન બીજી નારી એ દી૦ શી૦ ૨
દેશ દેશાંતર હું ભમો આવ્યો, નાઠાની નથી બારી. એ દી૦ શી૦ ૩
હું હું કરતાં ગયો જન્મારો, ભક્તિ ન જાણી તુમારી એ દી૦ શી૦ ૪
ભવસાગરમાં તારો દાસ બુડેછે, શ્રી પાર્શ્વનાથ લે તારી. એ દી૦ શી૦ ૫

પછી હાથ જોડીને

## જયવીયરાય.

જયવીયરાય જગગુરૂ–હાઉમમતુહપભવઓ ભયવં ભયનિવ્વેઓ મગ્ગાણુંસારિઆઇટ્ઠફલ સિદ્ધિ ૧ લોગવિરૂદ્ધચ્ચાઓ ગુરૂજણપૂઆપરથ્થ કરણંચ સુહગુરૂજોગો તવ્વયણ સેવણાઆભવખંડા ૨ વારિજજઇજઇ વિનિઆણ બંધણં વીઅરાય તુહસમએતહવિમમહુજ્જસેવા ભવેભવેતુ-મ્હચલણાણં ૩ દુખ્ખખઓકમ્મખઓ સમાહિમરણંચ બોહિલાભોઅ સપજ્જઉમહએઅં તુહનાહપણામકરણેણં ૩ સર્વ મંગલમાંગલ્ય સર્વ કલ્યાણકારણ પ્રધાનંસર્વધર્માણં જૈનજયતિસાસનં ૫.

( પછી ઉભા રહીને )

## અરિહંત ચેઇઆણં.

અરિહંત ચેઇઆણં કરેમિકાઉસ્સગ્ગં ૧ વંદણવત્તિઆએ પૂઅ-ણવત્તિઆએ શક્કારવત્તિઆએ શમ્માણવત્તિઆએ બોહિલાભવત્તિઆએ નિરૂપસગ્ગવત્તિઆએ ૨ સદ્ધએ મેહાએ ધિઇએ ધારણાએ અણુપ્પે-હાએ વદ્ધમાણીઆએ ઠામિકાઉસ્સગ્ગં ૩.

## અન્નથ્થઊસસિએણં.

અન્નથ્થઉશસિએણં નીસસિએણં ખાસિએણં છીએણં જંભા-
ઇએણં ઉડ્ડુએણં વાયનિસગ્ગેણં ભમલિએપિત્તમુચ્છાએ ૧ સુહુમેહિં
અંગસંચાલેહિં સુહુમેહિંખેલસંચાલેહિ સુહુમેહિંદિઠ્ઠિસંચાલેહિં ૨
એવમઇએહિં આગારેહિં અભગ્ગો અવિરાહિઓ હુજ્જમે કાઉસ્સગ્ગો ૩
જાવઅરિહંતાણં ભગવંતાણં નમુક્કારેણં નપારેમિ ૪ તાવકાયં ઠાણેણં
મોણેણં ઝાણેણં અપ્પાણંવોસિરામિ ૫

પછી એક નવકારનો કાઉસગ્ગ કરી, નમોર્હંતસિદ્ધાચાર્યોપાધ્યાય
સર્વસાધુભ્ય કહી થોય કહેવી

## સ્તુતિ ( થોય )

કલ્લાણકંદં પઢમંજિણંદં સંતિતઓનેમિજિણંમુણિંદં
પાસંપયાસં સુગુણિક્કઠાણં ભત્તીઇવંદે સિરિવદ્ધમાણં ૧

સમાપ્ત.

## શ્રી શ્રાવકને સાત ધોતીયાં રાખવાં તે.

૧ સમાયક પડિક્કમણું કરવાનું
૨ દેવપૂજા કરતી વખતે પહેરવાનું
૩ ભોજન કરતી વખતે પહેરવાનું
૪ વહેપારાદિક કરતી વખતે પહેરવા
૫ સુતી વખત પહેરવાનું
૬ દેવપૂજા વખતે પહેરાને નાવાનું
૭ દિશા જંગલ જતાં પહેરવાનું

## શ્રી ઘર વિષે ઊતકૃષ્ટ ૧૦ ચંદરવા બાંધવા તે.

૧ જ્યાં સામાયક પડિક્કમણું થતું હોય ત્યાં
૨ રાંધવાના ચુલા ઉપર
૩ જમવાની જગ્યા ઉપર
૪ પાણીઆરા ઉપર
૫ ઘંટીના ઉપર
૬ ખાણીઆના ઉપર
૭ છાશ વલોવવાના ઉપર
૮ સુવાને ઠેકાણે
૯ દેરાશર ઘરમાં હોય તો તેના ઉપર
૧૦ ફાલતુ રાખવો

## શ્રી સાતે ક્ષેત્રનાં નામ.

૧ સાધુ
૨ સાધવી
૩ શ્રાવક
૪ શ્રાવિકા
૫ જીર્ણોદ્ધાર
૬ જ્ઞાન ભંડાર
૭ દાનશાળાને નવા બીંબ ભરવા

# અથ સૂતક વિચાર.

## પ્રથમ કોઇને ઘેર જન્મ થાય તે વિષે.

૧ પુત્ર જન્મે દીન ૧૦ નું તથા પુત્રી જન્મે દીન ૧૧ અને રાત્રે જન્મે તો દીન ૧૨ નું સૂતક;

૨ બાર દીવસ ઘરના માણસ દેવ પૂજા કરે નહી;

૩ ન્યારા (જુદા) જમતા હોવ તે બીજાના ઘરના પાણીથી જીન પૂજા કરે અને સુવાવડ કરનારી તથા કરાવનારી તેમ મોં જોનારીને તો નવકાર ગણવો પણ સૂજે નહીં.

૪ પ્રસવવાળી સ્ત્રી માસ ૧ સુધી જીન પ્રતિમાનાં દર્શન કરે નહીં તથા દીન ૪૦ સુધી જીન પ્રતિમાની પૂજા કરે નહીં અને સાધુને પણ વહોરાવે નહી. એમ વિચાર સાર પ્રકરણ મધે કહ્યુ છે.

૫ ઘરના ગોત્રીને દીન ૪ નું સૂતક જાણવું.

૬ વ્યવહાર ભાષ્યની મલયગીરી કૃત ટીકા મધે જન્મનું સૂતક દીન ૧૦ નું કહ્યું છે.

૭ ગાય, ઘોડી, ઉંટણી, ભેંસ ઘરમાં પ્રસવે તો દીન ૨ નું અને વનમાં પ્રસવે તો દીન ૧ નુ સુતક;

૮ ભેંસ પ્રસવે તો દીન ૧૫ તથા ગાય પ્રસવે તો દીન ૧૦ તથા છાલી બકરી પ્રસવે તો દીન ૮ તથા ઊંટણી પ્રસવે તો દીન ૧૦ પછી તેમનું દુધ કલ્પે.

૯ દાસ દાસી કે જેને આપણેજ આશ્રયે જન્મ થાય અને આપણી નજર આગળજ રહ્યા હોય તો ૨૪ પહોરનું સુતક જાણવું;

## રૂતુવંતી સ્ત્રી સબંધી સુતક નિર્ણય.

૧ દીન ૩ સુધી ભાંડાદિકને છુવે નહીં. દીન ચાર લગી પડિક્કમણાદીક કરે નહીં પણ તપસ્યા કરે તે લેખે લાગે, દીન ૫ પછી જીન પૂજા કરે. રોગાદિક કારણથી દીન ૩ વિત્યા પછી પણ જો રૂધીર દીઠામાં આવે તો તેનો દોષ નથી પણ વિવેકે કરી પવિત્ર થઇ જીન પ્રતિમાદીક જીન દર્શન અગ્રપૂજાદિક કરે તથા સાધુને પડીલાભે પણ જીનપ્રતિમાની અંગપૂજા નજ થાય એમ ચર્ચરી ગ્રંથમાં કહ્યું છે

## મૃત્યુ સંબંધી સૂતક વિચાર.

૧ ઘરનું કોઇ મરણ પામેલું હોય તો દીન ૧૨ નું સૂતક તેને ઘેર સાધુ અહાર લે નહી તેના ઘરના અગ્નિ તથા જળથી જીન

પૂજા થાય નહી. નીશીથ સૂત્રના ૧૬ મા ઉદ્દેશામાં જન્મ તથા મરણનું ઘર દુર્ગંધનિક કહ્યું છે,

૨ મૃત્યુવાળા પાસે સુવે તો દીન ૩ પૂજા ન કરે.

૩ કાંધીયા દેવ દર્શન પડિક્કમણદિક ૩ દીન ન કરે પરંતુ જો નવકારનું ધ્યાન મનમાં કરે તો તેનો કાંઇ પણ બાધ નથી.

૪ મૃતને અડકયા ન હોય તો સ્નાન કીધે શુદ્ધ થાય.

૫ અન્ય પુરૂષ જો મૃતને અડકયા હોય તો તે સોલ પહોર પર્યંત પડિક્કમણાદિક ન કરે.

૬ જેને ઘેર જન્મ તથા મરણનું સુતક થાય તેને ઘેર જમનારા પણ દીન ૧૨ સુધી જીન પૂજા કરે નહીં.

૭ વેષના પાલટનારા આઠ પહોર સુતક પાળે

૮ જન્મે તે દિવસે મૃત્યુ થાય અથવા દેશાંતરે મરણ પામે અથવા જતી મરે તો દીન ૧ નું સુતક.

૯ આઠ દીવસથી નાનું બાળક મરણ પામે તો દીન આઠનું સુતક વીચારસાર પ્રકરણમાં કહ્યું છે.

૧૦ ગાય પ્રમુખનું મૃત્યુ થાય તો કલેવર ઘરથી બહાર લઇ ગયા પછી દીન ૧ લગે સુતક અને અન્ય તિર્યંચનું કલેવર પડયું હોય તો તેને ઘેરથી બહાર લઇ જાય ત્યાં સુધી સુતક પછી નહીં.

૧૧ દાસ દાસી જે આપણી નીશ્રાએ ઘરમાં રહ્યાં હોય તેનું મૃત્યુ થાય તો ત્રણ દીવસ સુતક લાગે.

૧૨ જેટલા મહીનાનો ગર્ભ પડે તેટલા દીવસ સુતક.

૧૩ પરદેશ ગયેલનું મરણ થયું સાંભળે તો ૧ તથા ૨ દીવસનું સુતક લાગે એમ કલ્પભાષ્યમાં કહ્યું છે. ૧ ગોમુત્રમાં ૨૪ પહોર, ભેંશના મુત્રમાં ૧૬ પહોર અને ગાડર ગધેડી તથા ઘોડીના

મુત્રમાં ૮ પહોર અને નર નારીના મુત્રમાં ૪ પહોર પછી સમૂર્છિમ જીવ ઉપજે છે.

## અથ શ્રી નવગ્રહ પુજા પ્રકાર લિખ્યતે.

કયા ક્યા ગ્રહને વિષે કયા જિનની પૂજા કેવી રીતે કરવી તે કહે છે.

૧ રવિ પીડાને વિષે રાતા પુષ્પવડે કરીને શ્રી પદ્મપ્રભુની પૂજા કરવી. ૐ હ્રીં નમો સિદ્ધાણં પદનો ૧૦૮ વાર જાપ કરવો.

૨ ચંદ્રગ્રહ પીડાને વિષે ચંદન સેવંત્ર અને પુષ્પવડે કરીને શ્રી ચંદ્રપ્રભ જિનની પૂજા કરવી ૐ હ્રીં નમો આયરિયાણં પદનો જાપ ૧૦૮ વાર કરવો.

૩ મંગલગ્રહની પીડાને વિષે કેશર તથા રાતા પુષ્પવડે કરીને શ્રી વાસુપુજ્યની પૂજા કરવી ૐ હ્રીં નમો સિદ્ધાણં પદનો જાપ ૧૦૮ વાર કરવો.

૪ બુધગ્રહની પીડાને વિષે દુધ સ્નાન નૈવેદ્ય ફલાદિક થકી શ્રી શાંતિનાથજીની પૂજા કરવી ૐ હ્રીં નમો આયરિયાણં પદનો જાપ ૧૦૮ વાર કરવો.

૫ ગુરૂપીડાને વિષે દહીનું ભોજન જમ્બીરના ફલ સહીત વળી ચંદનાદિ વિલેપનવડે કરીને શ્રી આદિનાથની પૂજા કરવી. ૐ હ્રીં નમો આયરિયાણં પદનો જાપ ૧૦૮ વાર કરવો.

૬ શુક્રપીડાને વિષે ધોળા પુષ્પ અને ચંદનાદિવડે કરીને શ્રી સુવિધિ નાથની પૂજા કરવી ચૈત્યને વિષે ધી આપવું. ૐ હ્રીં નમો અરિહંતાણં પદનો જાપ ૧૦૮ વાર કરવો.

૭ શનીશ્વર પીડાને વિષે લીલા પુષ્પવડે કરીને શ્રી મુનીસુવ્રતજિનની પૂજા કરવી તેલ સ્નાનનું દાન કરવું ૐ હ્રીં નમો લોએ સવ્વ સાહુણં પદનો ૧૦૮ વાર જાપ કરવો.

૮ રાહુ પીડાને વિષે નીલ પુષ્પવડે કરીને શ્રી નેમીનાથજીની પૂજા કરવી ૐ હ્રીં નમો લોએ સવ્વસાહુણં પદનો જાપ ૧૦૮ વાર કરવો.
૯ કેતુ પીડાને વિષે દાંડિમાદિ પુષ્પવડે કરીને શ્રી પાર્શ્વનાથજીની પૂજા કરવી ૐ હ્રીં નમો લોએ સવ્વસાહુણં પદનો જાપ ૧૦૮ વાર કરવો.

ઇતિ નવગ્રહ પૂજા વિધિ.

સર્વ ગ્રહ પીડાને વિષે શ્રી સુર્ય સોમાંગાર બુધ વૃહસ્પતિ શુક્ર શનૈશ્ચર રાહુ કેતવઃ સર્વે ગ્રહાઃ મમ સાનુગ્રહા ભવંતુ સ્વાહા. ૐ હ્રીં અસિઆઉસાય નમઃ સ્વાહા આ મંત્રનો જાપ ૧૦૮ વાર કરવો તેથી નવગ્રહ પીડાની ઉપશાંતિ થાય ઇતિ નવગ્રહ પૂજા પ્રકારઃ લિ૦ પં૦ કમલવિજય ગણી સંવત ૧૯૬૨ ના પોસ સુદ ૧૧
શ્રી નવસ્મરણની ચોપડી ઉપરથી આ અર્થ લખી બહાર પાડ્યો છે.

દીંડી.

અરજ એક સુમતીનાથ અવધારો, ભ્રાત-માત-તાત, ભવ સમુદ્ર તારો;
આવ્યો આથડી હું આશરે તમારે, વિશ્વનાથ વીના વીઘ્ન કોણ વારે.
હરશ સહીત દરશ સરસ પ્રભુ પામી, નમું નમ્રતાથી ચરણ શીશ નામી;
સાહેબ મીઠી નજરે જુવો શેવક સામું, પરમ પદવી હું પ્રભુ પ્રતાપ પામુ.
અવર દેવ દીઠા ક્રોધ માન મમતી માતા, રાગ દ્વેષ ભર્યા રમણી રૂપ રંગ રાતા;
ભસ્મ ભુસે ભુતડાં રાખે ઘણી ભાંગ પીવે ભોળા,
ઘણા લાલચુ લુચા ને કરે લાલચોળ ડોળા.
કંઇ મસ્ત થઇ હસ્ત હથીયાર રાખે, માર માર વચન મુરખ મુખ ભાખે;
કંઇ મસ્ત થઇ પાસે સ્ત્રીઓ રાખે, કંઇ મુરખ થઇ લજ્યા મુકી વ્યભીચાર ચાખે
એવા અસુરોનો પ્રસંગ છે પાપકારી, તજું તેમને મારો સ્વાર્થ વીચારી;
મોહન મુર્તી શાંત સુરતી સત્ય સ્વામી, પુરણ પ્રેમે ધરૂ પાય પુજન પામી.
પાપ ત્રાવીધ તાપ કાપશો કૃપાળુ, દયા કરી મુક્તિ આપશો દયાળુ;

પાદ પદ્મ પ્રેમ પુષ્પથી વધાવું, ધન્ય ધન્ય પ્રભુ સમય સમય ધ્યાવું.
જૈન સાચાદેવ સભા શીશ નમે, પ્રભુ પ્રેમે કેશવ સરવ સુખ પામે.

### છે જનપાળક ટાળક દીનનો (એ રાહ)

વીધીપૂર્વક સૌ વંદન જઇએ! શ્રી સુમતી દેવ દયાળને;
ચાખડી આદીક મુકી બહાર, પ્રવેશ કરતાં પહેલે દ્વાર.
કરવો નીસીહી ઉચ્ચાર, તજી નીજ ઘર જંજાળને.
નીસીહી વચલે દ્વાર કહી, તજીએ જીન ઘર વ્યાપાર સહી;
સુખદાયક દેખી શ્રીજીન શ્યામ, અર્ધાંગ નમાવી કરી પ્રણામ;
જે આપે શીવશુખ આરામ, પૂજો પ્રભુ કૃપાળને.
ભાવ સ્તવ જે અવસર કરીએ, દ્રવ્યપુજા કરણી પર હરીએ;
નીસીહી શબ્દ બોલો તે ઠામ, પણ અંગેથી કરો પ્રણામ;
જૈન સાચાદેવ સભા વીશ્રામ, તું પ્રભુ પાપ પ્રજાળને.

### સીદ્ધાચળ લેઇ ચાલ વાલા. (એ રાગ).

માતરગામ રળીઆમણું રે, અલકપુરી સમાન વાલા;
જીનમંદીર દીસે મનોહારરે, ઉંચુ મેરૂ સમાન વાલા.
ત્રણ શીખર દીસે મનોહારરે, મુળ મંદીર સાર વાલા;
ફરતી દેરી એઠાવન સોહીએરે, શીખરબંધ ઉદાર વાલા.
મુળ ગભારે જીનવર પ્રતીમારે, ભાખુ તાસ વીચાર વાલા;
મુળનાયક સહીત તે જીન દેરે, છવીસ બીંબ મનુહાર વાલા.
પ્રતીમાને પદમાવતીની, મસ્તકે પારસનાથ વાલા;
એ સરવે પાશાણમે જીણુંદા, પુંજતાં ઝાલે હાથરે વાલા.
ધાતુ બીંબ એંશી જીણુંદે, સીદ્ધચક્ર છે વીસ વાલા;
છતું જીનનું પતરૂં એક છે, વંદતાં નહી ખરખાંચ વાલા.

ધાતુ પતગં ચાર તે જીણંદો, પ્રતિમા ચાર ઉધારવાલા.
એકસોચાલીસ સગ્વે મળીને, મુળ ગભારે સાર વાલા.
ફરતી દેરી એકાવન જીણંદની, તેમાં ખાલી એક વાલા.
દેરી પચાસમાં ગાદી બાવન, ભાખુ પ્રતીમા છેક વાલા.
પ્રતીમા સડસટ તેહમેં જીણંદો, વળી ચોમુખ છે એક વાલા.
સગ્વે મળી ઇકોતેર જીણંદ, વંદો ધરી વિવેક વાલા.
રીખવદેવ સુમતી જીણંદનાં, પગલાં પુંજે ઉદાર વાલા;
એ સંખ્યા ભમતીની જીણંદ, હવે કહું ભોંયરા વીચાર વાલા.
શાંતીજીનેશ્વર મુળનાયક છે, શાંતી તણો દાતાર વાલા;
અવર પ્રતીમા ત્રણ જીણંદની, સરવે મળીને ચાર વાલા.
સગ્વે સંખ્યા પ્રતીમાનીજ ભાખુ, એકસોત્રણ મનોહાર વાલા;
એ બીંબ પાશાણમે જીણંદ, સરવે મળી બસેસોલ વાલા.
મંદીરમાં પેસતાં ડાબેરે પાસે, ગોખ એક સુંદર બીરાજે વાલા
તે મધે શ્રી સુપાર્શ્વનાથ બીરાજે, સુવર્ણ કાયા છેરે વાલા.
ગોખની શોભા શી કહુંરે ભાઇ, કનકની આંગી છેરે વાલ;
પ્રતીમાજીનો જે હેવાલ લખ્યોછે, તેજ પ્રતીમા બીરાજેરે વાલ.
મંદીરમાં પેસતાં ડાબેરે પાસે, જીનમુખ સુખકાર વાલા;
તુંબરૂં જક્ષ તીહાંરે પેખો, શેવા સારે મનુહાર વાલા:
સુમતીજીનેશ્વર મહીમારે ગાયો, મંગળ સુત મનુહાર વાલા.
શ્રી સાચાદેવ સભાની સાથે, દરસન કીધાં દિદાર વાલા;
સંવત ૧૯૬૨ ની સાલે, માગશર સુદ અગીઆરસ વાલા.
તીરથ મેળાએ મેં કીધો, ભોમીપતી છે વાર વાલા;
જન્મ સફળ માહરો માનુછું, દીઠો તુજ દેદાર વાલા.
દાસ સાંકળચંદ હીરાચંદ કહે સાહેબ મેરા, આવાગમન નીવાર વાલા;
સાચાદેવ બેઠારે જીણંદજી, આ ભવ પાર ઉતાર વાલા.

## પુનમચાંદની ખીલી પુરી અહીંરે.

ચાલો જઇએ રહીએ માત-પુરમાંરે,
જ્યાં પ્રગટયા સુમતી જીનરાજ;
નમુ નેહ ધરી નીત્ય નાથનેરે.
પ્રભુ મુરત મનોહર દીપતીરે,
જેના મહીમાનો નહી પાર. નમુ૰

### સાખી

માથે મુગટ સોહામણો, જડીઆં ઝાઝાં નંગ;
હીરા પાના માણેકથી, પુર્યા પંચવરણી રંગ.
કાને કુંડળ તેજથી ઝગમગેરે, ભાલ તીલક શોભે ચંદ. નમુ૰

### સાખી

કરમાં કડી સાંકળાં, બાંહે બાજુબંધ;
નવસરો હાર હીરે જડયો, ગળે બાંધ્યો ગળુબંધ.
કેડે કંદોરો રૂડો હીમતોરે, ધર્યું શ્રીફળ બીજોરૂં હાથ. નમુ૰

### સાખી

આંગી તો અજબ બની, વંદે નરને નાર;
દુ:ખીયાના દુ:ખ ભાગતાં, ઉતારે ભવપાર.
પાય પુજે પરમસુખ પામશેરે, જે તરણતારણ પ્રભુ ઝાજ. નમુ૰

### સાખી

સુરનર કીન્નર અપ્સરા, આવે પ્રભુ દરબાર;
ગીતગાન કરી નાચતાં, કરતાં ઝાંઝરનો ઝમકાર.
ગાવે શ્રી જૈન સમાના શીશ્યોરે, મુખેથી બોલે જયજયકાર. નમુ૰

---

પ્યારા પ્રભુ સુમતીનાથને, અરજ કરૂ શીર નામીરે;
રત્ન ચીંતામણી સરખો જૈન ધર્મ આ, નવ જશો તમે હારીરે.
જૈન પ્રતીમાની મુરતી દેખત, સંતોષ થયો મુને ભારીરે;
પુજા કરતાં પાપજ જાવે, તેવી પ્રતીમા ગુણવાળીરે.
કેશર ચંદને જીન પ્રતીમાની, પુજા કરો મન શુદ્ધ આણીરે;
ઉલટ ધરીને જે કોઇ શરણે, જાય તે નરની બલીહારીરે.
આઠે કર્મો શત્રુની માફક, વીંટાઇ વળ્યા દુઃખદાઇરે;
માત તાત સુત બંધવ ભાઇ, તેની નવ જાણો સગાઇરે.
અથીર સંસાર આ સાગર માંહી, નવ ફસાશો મારા ભાઇરે;
શંકર જૈનનો જયકાર માળા, ઉલટ ધરે મન માંહ્યરે.

## સ્તવન. ભુજંગી છંદ.

દયાળુ દીનાનાથ દેવાધીદેવા. સદા દાસને આપીએ આપ સેવા;
વીભુ સેવકોની વિનંતી સ્વીકારો, અરીહંત આદી ભવાબ્ધિ ઉતારો. ૧
પીતા મેઘરાજા મંગળાદેવી માતા, મુખે ઉચરૂં આપનાં મુક્તિદાતા;
અમોને સદા આશરો છે તમારો, અરીહંત આદી ભવાબ્ધિ ઉતારો. ૨
ઉધોતણા રાજવી વિઘ્નહર્તા સદા સેવના દેવતા ક્રોડ કર્તા;
જગન્નાથજી નિંદ્ય પાપો નીવારો, અરીહંત આદી ભવાબ્ધિ ઉતારો. ૩
ધનુશ ત્રણસે હેમ છે કાય ઉચી, હૃદેમાં રતીભાવથી ભાકિત રૂચી;
સદા ઇષ્ટ છે ક્ષીર સ્વાદ સારો, અરીહંત આદી ભવાબ્ધિ ઉતારો. ૪
પ્રભુજી તમારા તમે શીશ તાર્યા, અમોને વિભુ એ સમે શું વિસાર્યા;
હવે હું નથી છેડલો છોડનારો, અરીહંત આદી ભવાબ્ધિ ઉતારો. ૫
મહાદેવ વિષ્ણું મળી જે વિધાતા, નથી માનતા મેલડી પીર માતા;
ભુંડા ભુતડામાં ભયા છે વિકરો, અરિહંત આદિ ભવાબ્ધિ ઉતારો. ૬

કંઇ દેવતા દુષ્ટ માંસાદી માગે, કંઈ નગ્ન નાચ્યા નમી નાર આગે;
નથી હું કદી કોઇને રાચનારો, અરીહંત આદી ભવાબ્ધિ ઉતારો ૭
દિણંદા સુરેંદા સદા પાય પુજે, નરીંદા મુણીંદા નમ્યા તે નમું જે;
ધણી ધ્યાનમાં દાસની અર્જ ધારો, અરીહંત આદી ભવાબ્ધિ ઉતારો.૮
ઘણીવાર મેં આપની આજ્ઞા ઉથાપી, હવે શર્ણ આવ્યોછું પ્રભુજી પ્રતાપી;
ક્ષમા આપજો વાંક આવ્યા અપારો, અરીહંત આદી ભવાબ્ધિ ઉતારો.૯
નમું નમ્રતાથી તમોને નિર્વિકારી, કરૂણાનીધી નાથ કલ્યાણકારી;
કદી ઝાલશે કાળ આવી અટારો, અરીહંત આદી ભવાબ્ધિ ઉતારો. ૧૦
સુકર્ણી ન કીધી કદી દેવ કાંઇ, રહ્યો મોહ માયા વિષે હું ગુઝાઇ;
હજી હે પ્રભુ ભુલ આવે હજારો, અરીહંત આદી ભવાબ્ધિ ઉતારો. ૧૧
વિરામી વિરામી કરૂંછું વિલાપો, મહા કષ્ટને કાપો મને મોક્ષ આપો;
કહ્યું શંકરે હાથ ઝાલી અમારો, અરીહંત આદી ભવાબ્ધિ ઉતારો. ૧૨

## લલિત છંદ.

સુમતિનાથજી અરજ ઉચરૂં. તુજ કૃપાવડે ભવ નીધી તરૂં;
શરણ આવીઆ દાસ આ સમે, વિનયથી વિભુ વંદિએ અમે.
વિજયથી ચવ્યા અયોધ્યા પતી, જનુની આપની મંગળા સતી;
રમણી મુકિતથી રોજ તું રમે, વિનયથી વિભુ વંદીએ અમે. ૨
જય જગતપતી જીન જાચીએ, ભજન ભકતનું ભક્તિ સાચીએ;
તરણ તારણા તાત છો તમે, વિનયથી વિભુ વંદીએ અમે. ૩
કુટીલ થઇ કર્યાં પાપમેં ઘણાં, કુશીલ શેવતાં રાખી ના મણા;
સુખદ શેવથી પાપ સૌ સમે, વિનયથી વિભુ વંદીએ અમે. ૪
વિષય વૃત્તિથી વ્રત ના કર્યું, ધન ધુતી ઘણું ધુળમાં ધર્યું
અવર દેવતા દીલ ના ગમે, વિનયથી વિભુ વંદીએ અમે. ૫
સ્મરણ સ્વામીનું હું કરૂં સદા, તરત ટાળશો આપ આપદા;

સુરપતિ સૌ નાથને નમે, વિનયથી વિભુ વદીએ અમે, ૬
જૈનની સભા જીનજી જપે, ખચીત સર્વના પાપ તો ખપે;
સમજતો નથી વંદના વીધી, વિનંતિ આપની શંકરે કીધી. ૭

## બહુચરનામનો મને લે લાગીરે એ રાગ.

નમુનીત સુમતિનાથ, જુગલ હાથ જોડીરે, એ ટેક૦
પ્રભુપદ પંકજ પ્રણિપત કરતા, દીણંદ ઇંદ્ર ચંદ્ર સુર કોડીરે. નમું૦
નરનારી સાધુ સાધવી સમુચ્ચય, હર્ષ સહીત દર્શ કરણ આવે દોડીરે; નમું.
મનમોહન મગળ સુખ માણો, પ્રીતમ સાસ્વતી પ્રિયા પલંગ પોઢીરે નમું.
હું ભવ રણમાં હજુરે ભમુ છું, દયા દ્રષ્ટ કરો દીન દયાળુ થોડીરે; નમું.
શીઘ્રશુત શંકર સચ્ચા દેવ સભાનું, તું પ્રજાળ પાપ કર્મ જાળ તોડીરે. નમું.

## દીનનો દયાળ છોડી કોને શરણુ જાઉં. એ રાગ.

જય જય જિનરાજ આજ, અરજ આ સ્વીકારોને
સુમતિ સ્વામી સમરૂં સદા વિપ્રતિ વિદારોને જય.
નમુ નમુ ભવ નીપાત, નાથજી નિવારોને;
કુમતિ કાપી સુમતિ આપી, સર્વથા સુધારોને. જય.
દિનાનાથ દુઃખ તણો, આણુ હવે આરારે;
કૃપાનાથી ક્ષમા કરો, વાંક જે અમારોરે. જય.
ભ્રાત ભગની માત તાત, તું પ્રભુ અમારોરે;
પાદ પદ્મતનાં પુજા કરૂં, પાપને પ્રહારોરે જય.
ઉર અવાસ પ્રાણપતી, પ્રેમથી પધારોરે;
શંકર સહીત સ્વામી, જૈન સભાને તારોરે. જય.

સુમતી સ્વામી, શીવંગતી ગામી, અંતર જામી;
અલખ અગોચર, અજર અકામી. જગ વિશ્રામી, સુમતી૦
નરપતી સુરપતી, નીજ શીરનામી, અવિચળ ધામી;
ગુણગજ ગાતા પદકજ પામી, નવ નવ નામી. સુમતી૦
શીવ સુખ આપો, ભવ દુઃખ વામી, અમે પ્રણામી;
ધરૂં ધ્યાન હું, હવે વિરામી, ગુણ ગણ ગ્રામી સુમતી૦
જગમાં તુજ જસ કીર્તિ જામી જરા ન ખામી;
જૈન સાચાદેવ સભા શુભ કામી, નિત્ય નમામી. સુમતી૦

---

## બાવન બોલ સુમતિનાથના.

| | | |
|---|---|---|
| ૧ | તીર્થંકરનું નામ | સુમતિનાથ |
| ૨ | ચવણ તીથી | શ્રાવણ શુદી ૨ |
| ૩ | વિમાનનું નામ | જયંત વિમાન |
| ૪ | જન્મ નગરી | અયોધ્યા |
| ૫ | જન્મ તીથી | વૈશાખ શુદ ૮ |
| ૬ | પિતાનું નામ | મેઘરાજા |
| ૭ | માતાજીનું નામ | મંગળા |
| ૮ | જન્મ નક્ષત્ર | મઘા |
| ૯ | જન્મ રાશી | સિંહ |
| ૧૦ | લંછનનું નામ | કાચબા પક્ષી |
| ૧૧ | શરીર માન ઉંચુ | ૩૦૦ ધનુષ્ય |
| ૧૨ | આયુષ્ય | ૪૦ લાખ પુરવ |
| ૧૩ | શરીરનું વર્ણ | સુવર્ણ વર્ણ |

| | | |
|---|---|---|
| ૧૪ | પદવી રાજની | રાજા |
| ૧૫ | પાણી ગ્રહણ | પરણ્યા |
| ૧૬ | કેટલા માણસો સાથે દીક્ષા | ૧૦૦૦ સાધુ |
| ૧૭ | દીક્ષા નગરી | અયોધ્યા |
| ૧૮ | દીક્ષા દીને તપ | નીત્ય ભક્ત |
| ૧૯ | પ્રથમ પારણે શો અહાર મળ્યો | ક્ષીર |
| ૨૦ | પ્રથમ પારણાનું ધર | પદમધરે |
| ૨૧ | કેટલા દિવસનું પારણું | ૨ દીવસ |
| ૨૨ | દીક્ષાની તીથી | વૈશાખ સુદ ૯ |
| ૨૩ | છદ્મસ્થપણાનું | વીશ વર્ષ |
| ૨૪ | કઇ નગરીમાં કેવળજ્ઞાન પ્રાપ્ત થયું | અયોધ્યા |
| ૨૫ | જ્ઞાનોપતિ દિવસે કયો તપ | બે ઉપવાસ |
| ૨૬ | ક્યા ઝાડ નીચે દીક્ષા લીધી | સાળવૃક્ષ |
| ૨૭ | કઇ તીથીમાં જ્ઞાન ઉત્પન્ન થયું | ચૈતર શુદ ૧૧ |
| ૨૮ | ગણધરોની સંખ્યા | ૧૦૦ |
| ૨૯ | સાધુઓની સંખ્યા | ૩૨૦૦૦૦ |
| ૩૦ | સાધવીઓની સંખ્યા | ૫૩૦૦૦૦ |
| ૩૧ | વૈક્રીય લબ્ધીવંતોની સંખ્યા | ૧૮૪૦૦ |
| ૩૨ | અવધીજ્ઞાનીઓની સંખ્યા | ૧૧૦૦૦ |
| ૩૩ | કેવળજ્ઞાનીઓની સંખ્યા | ૧૩૦૦૦ |
| ૩૪ | મનપર્યવ જ્ઞાનીઓની સંખ્યા | ૧૦૪૫૦ |
| ૩૫ | ચૌદ પુરવ ધારીઓની સંખ્યા | ૨૪૦૦ |
| ૩૬ | વાદીઓની સંખ્યા | ૧૦૪૦૦ |
| ૩૭ | શ્રાવકોની સંખ્યા | ૨૮૧૦૦૦ |

| | | |
|---|---|---|
| ૩૮ | શ્રાવિકાની સંખ્યા | ૫૧૬૦૦૦ |
| ૩૯ | શાસનના યક્ષનું નામ | તુંબરૂ યક્ષ |
| ૪૦ | શાસનની યક્ષણીનુ નામ | મહાકાળી |
| ૪૧ | પ્રથમ ગણુધરનું નામ | ચરમ |
| ૪૨ | પ્રથમ આર્યાનું નામ | કાસ્યપ |
| ૪૩ | મોક્ષ થવાનું સ્થાનક | સમેતશીખર |
| ૪૪ | મોક્ષે જવાની તીથી | ચૈત્ર શુદ ૯ |
| ૪૫ | મોક્ષને દીવસે તપ | એક માસ |
| ૪૬ | મોક્ષે જવાનું આસન | કાયોત્સર્ગ |
| ૪૭ | પરસ્પર અંતરમાન | ૯૦હજાર કોડી સાગરે.પમ |
| ૪૮ | ગણુનામ | રાક્ષસગણુ |
| ૪૯ | યોનીનું નામ | મુશકયોની |
| ૫૦ | મોક્ષ પરિવાર | ૧૦૦૦ |
| ૫૧ | સમકિત થયાપછી કેટલા મોટા ભવ | ત્રણુ ભવ કર્યા |
| ૫૨ | કયા કુળમાં ઉત્પન્ન થયા | ઇક્ષ્વાંગ કુળ |
| ૫૩ | ગર્ભવાસ કેટલા માસને કેટલા દિવસ | નવ માસને છ દીવસ |

## સ્તવન.

### આજ આ સમાજ સહુ સ્તવન ભણો જીન તણા.

આજ આ સભા મળી છે જૈન બાળકો તણી;
જ્ઞાન ધ્યાન તાન રંગ રાગ કરવા ભણી. આજ ૧
જૈનશાળામાં આવીને ચાલ ચાલવી રૂડી;
ભક્તિ ભક્તિ ભાવ આણી વિદ્યા ભણવી ખરી. આજ ૨
બાળ ખ્યાલ રમત છાંડી, ગમત જ્ઞાનથી કરી;

શાંતી મુરત જોઇ હસો, મોહ ફંદથી ડરી. આજ ૩.
મૃદંગ તાલ ગુણ વિશાળ, રણકરે બહુ ઘુઘરી;
છોકરા છેણુનાર કરી, નાચતા ફરી ફરી. આજ ૫.
આજનો દીવસ રૂડો, આ ઘડી રળીઆમણી;
સિદ્ધિ સુખ પામવાને, જય બોલો જીનરાજની. આજ ૬
ધર્મધ્યાનથી કલ્યાણ, મુક્તિ થાય છે ભલી;
દુષ્ટ કર્મ દુર જાય, ન આવે ફરી વળી. આજ ૭

## ગાયન ૧ લું.

આ સંસારની માંહ જૈન ધર્મ દીસે છે ભારી ૧
ચિંતામણી રત્ન જેવો, જૈનધર્મ જાળવો નરનારી.
ભવજળથી તરશે, પ્રાચીન હરશે, સુખ મળશે ભારી.—આ સંસાર ૨
ભવી પ્રાણી તુમે સમજો, મનમાં જ્ઞાન દીપક ભારી;
પાઠશાળા રૂડી રચાવો, ભણશે નરનારી. આ સંસાર ૩
અધિક ઉમંગ સૌને ઉપજે, દેશનાથી ભારી;
જ્ઞાન વર્ધક હચાજ કહે છે, મુનિરાજ કહે છે, આ સંસાર ૩

---

## ગાયન ૨ જું.

વંદન કરીએ પ્રથમ પ્રભુને, આદીનાથ તું સુખકર સાહેબ;
તરણ તારણ સ્વભાવ, દુઃખ હરવા, ભવ તરવા, દેજો જ્ઞાન નવરેશ—વંદન
મારૂદેવીકો હે નંદ નાભીરાયાં કુળચંદ ગુણ તુજ કહ્યા વંદ;
ગાવે ઇંદ્ર સુર્યચંદ આપે પરમ આનંદ
એક ચિતથી જ્ઞાન ધરંતા મોક્ષ સુખ પાવંતા,

દુઃખ હરવા ભવ તરવા દેજો જ્ઞાન નવરેશ. વંદન.
તુંહી તુંહી પરમેશ, તુંહી તુહી દાનેશ, તુંહી સકળ તત્વેશ તુંહી ત્રિભુવનાચળેશ
ગાવે માતા જૈન મંડળી સંગીત સહાય કરંતા
દુઃખ હરવા ભવતરવા દેજો જ્ઞાન નવરેશ. વંદન.

## ગાયન ૩ જું.

### સરવ સખીઓને દેઉ એહ રાગ.

વીરજીનેશ્વર વદન કીધું, ભવી કુમુદ નિહાળી,
અવિક અનાદિત થાય સદા, સમકિત અજુવાળી;
મણી માણેક હીરયે જડયોરે લોલ, સોવન મુગટ માથે ચડયોરે લોલ;
કાને કુંડળ બાંહે બેરખાંરે લોલ, નંગ જડયાં માંહી નવ લખાંરે લોલ.
મનોહર મુક્તા ઝુળતા હાર કે, હઇડે હસી રહ્યારે લોલ;
જે ભવ જળના તારણ હારથી, દીલડે વસી રહ્યારે લોલ.

### સાખી

ચૌદ રાજમાં ચાંદની, પ્રસરી રહી જીનરાજ;
શીતળ સુખકર સર્વના, કરતી વંછીત કાજ.
રાગદ્વેષ વેરી નવ નડરે લોલ, વેગળી ઉભી કુમતિ રડેરે લોલ;
ભવ્ય નહિ ભુલા પડેરે લોલ, શી શહેરનો રસ્તો જડેરે લોલ;

### સાખી.

જગજીવન જગનાથ તું, જગત ગુરૂ જગ તાત;
ત્રીવીધી તાપ ટાળક તમે, શીત સુખકર સાક્ષાત.
સમકિત લક્ષ્મી નિત્ય સચવાયે, નહી કોઇ લુટશેરે લોલ;
પ્રભુ મુખ ચંદ્રપ્રકાશ પ્રસાય, નહી કોઇ કુટશેરે લોલ

શીવસુત કેશવને, મહાવીર મંડળી વળી;
પ્રભુપદ પંકજને પ્રણુમે લગી લળી—વીર જીનેશ્વર.

## ગાયન ૪ થું.

### પુનમ ચાંદની ખીલી એ રાગ.

પુનમ ચાંદની ખીલી પુરી અહીંરે, રસીક રાસ આજે રમશું આનંદમાંરે;
હેતે હળી મળી સકળ સમાજ, મહાવીર મંડળીમાં જેથી તાલી આપતાંરે,
ભલા ભવ તરવા મને ઉમંગછેરે, માટે સજી સહુ સુંદીર શણગાર-મહવીર

સાખી.

ભકિતમાળા ભાવથી, જ્યારે નરને નાર;
સુખ શાન્તી પામે સદા, વરતો જય જયકાર;
ભકિત ઉમંગ પ્રભુના ગુણુ ગાવતાંરે સદા સુખી સુખી સુખી હા થનાર-માહાવીર

સાખી.

પુન્ય પ્રતાપે પામશું, મુકિતમાળા હાથ;
જંજાળી આ જગ મહી, જ્ઞાન નથી કંઇ સાર.
ચેતી ચેતી લે ચતુર ચીત પ્રાણીયારે, જે એ સંગ રંગ અંગ મળનારું
મહાવીર મડળીમાં જેથી તાળી આપતાંરે.

---

## ગાયન ૫ મું.

આજે આનંદકારી અવસર ભારી, માતર ક્ષેત્રની માંહ;
વંદુ વારંવારી, જય જયકારી, માતર ક્ષેત્રની માંહ. ૧
જૈનકોમમાં મુનિ છે શાણા, જ્ઞાન તણા દરીઆવ;
આશા છે આપની મોટી અમારે, લેવાને સારો લાભરે. આજે. ૨

મોંઘામાં મોંઘા મોતીરે હીરા, તેથીરે કોહીનુર;
તેથી મોંઘો જૈનધર્મ છે, સર્વ ધર્મ માંહે સુરરે. આજે. ૩
સર્વે અગ્રેસરી સત્યથી વધશો, સમ તુલ્ય આપશો ન્યાય;
જૈનધર્મપર હેત વધારો, જેથી સુહીત થાયરે. આજે. ૪
કેળવણીની વૃદ્ધિ કરજો, ઉમંગ રાખી અપાર;
જૈનકોમમાં જ્ઞાન વધારી, હમને કરો હોંશીયારરે, આજે. ૫
પુગ્ણ પ્રેમથી હર્ષ વધારી, આપ્યો અમને ઉમંગ;
ચારિત્રવિજયના જ્ઞાન પ્રતાપે, પાઠશાળાનો પ્રસંગરે. આજે. ૬
માતર માંહે પુન્યજ પ્રગટ્યું, આવ્યો ઘણો ઉલ્લાસ;
તેમના જ્ઞાનના તેજ પ્રતાપે, શ્રાવક છે સૌ દાસરે. આજે. ૭
ચારિત્રવિજયજી મહારાજે, આપ્યો ઘણો ઉપદેશ;
તેમના સાથી શ્રી વૃદ્ધિવિજયજી, તેઓને વંદુ હમેશરે. આજે. ૮

---

## ગાયન ૬ ઠું.

જીનવર જયકારી અજબ ગતિ પ્રભુ તારી. જીનવર
સુરતિ લાગે પ્યારી દુઃખડું હરનારી. જીનવર ૧
ભક્તિ કરૂં ભવ દુઃખડું હરવા, ભવસાગરમાં સેજે તરવા;
મોહરાયની નથી હવે પરવા, નારી કુમતી મારી. જીનવર ૨
સુણતાં શાણી સમ તે વખાણી, ધર્મરાયની એ પટરાણી;
અમૃત સરખી એહની વાણી, વળી તે મોક્ષ દેનારી જીનવર ૩
માતર જૈન મંડળ પ્રભુ આગે, સાચાદેવ પ્રભુ મંડળ આગે;
મંડળીનો જસ ડંકો વાગે, જય બોલે નરનારી. જીનવર ૪

### રાગ. ધીમા ધીમા ચાલોને.

નાચો રાચો ગાઓ સુજાણરે;
જેથી તાપ તમારા તરાઇ જશે, સુખદાઇ થશે ગુણખાણરે. નાચો.

## સાખી

ગુણવંત ઘરમાં ઘુંટજો, જીનવરની જપમાળ;
આભવ પરભવ પામશો, સદાય સુખ વિશાળ.
શીયળવંતા સીધારેછે સ્વર્ગ સુખે, પુન્યવંતા પધારે છે વિના દુઃખે;
જીનરાજનો જાપ જપતાં મુખે, ગુણખાણુરે. નાચો.

## થયા છો રે પતી તેજ પ્યારી. રાગ.

સર્વે આવો ગુણ ગાવો બજાવો, છનનનન છુમ,
માતર નગરી પ્રભુજી પધાર્યા, શ્રી સાચાદેવ મહારાજ;
ચાલો જઇએ, પ્રીત કરીએ, ભવ તરીએ, દુઃખ હરીએ,
તુમ દર્શન કરવાને આવે, સંઘ ઘણો અપાર. સર્વે આવો.
કેસર ચંદન ચરચુ તુમને, ભાવે શ્રી ભગવંત,
બલીહારી જાઉ વારી, છબી તારી, જયકારી;
પ્રભુ તમારા ગુણ હું ગાઉં, નાચી છનનનન છુમ. સર્વે આવો.
પુનમ ચંદ સરખુ શોભે, મુખ તમારૂં આજ,
ભગવંતા જયવંતા મનવસીયા રંગીલા;
બહુ જાત્રા કરવાને આવે, દેશ દેશના સંઘ. સર્વે આવો.

## ગાયન સનનન સોહીએ સાવરીઆ શ્યામ.

પ્રભુ તોરે મુખડેપે વારી વારી જાઉં
નીશ દીન હરખ ભર્યો ગુણ ગાવું
અવીકારી અકલંક સ્વરૂપી
નીરખી નીરખી બહુ સુખ પાઉં. પ્રભુ.
અખીયાં આનંદકારી અનુપમ
મુરત સુંદર જોઇ ખુશી ખુશી થાઉં

બ્રહ્મચારી પ્રભુ નેમ નગીનો
શીલ સરલતાથી હરખાઉં. પ્રભુ.
અનંત જ્ઞાન દરીશન અનંતુ
સિદ્ધિ સદા સુખમે લય થાઉં
નિશ દીન હરખ ભર્યો ગુણ ગાઉ. પ્રભુ.

## જૈનશાળામાં ગવાતાં સ્તવનો.

### રાગ કલ્યાણ.

આણંદ આણંદ આણંદ, આ.
જૈનશાળામાં આજે ઘણો થયો આણંદ;
જૈનધર્મી સૌ સાથ મળીને, આવ્યા શાળા મોઝાર;
દેવગુરૂના પસાયથી, કાંઇ વર્ત્યો જયજયકાર. આ૦ ૨
વિદ્યાર્થી વિદ્યાશાળામં, ભણી થયા હોંશીયાર;
તેની પરિક્ષા લેવા માટે, સભા મળી છે સાર. આ૦ ૩
માતર નગરના શેઠ સોભાગી, હરખ ધરો અપાર;
બાળક ભદ્રક ભાવે ભણાવો, વખત મળ્યો આવાર. આ૦ ૪
અજર અમર પદ અચળ, અખંડિત જૈનધર્મ છે સાર;
આળપંપાળને ખટપટ છાંડી, ઝટપટ કરો ઉપગાર આ૦ ૫
સિદ્ધ સ્વરૂપી સાહેબ સાચો, પાંચમા સુમતીનાથ;
તેહની કીજે તન મન ધનથી, સેવા સૌ મળી સાથ. આ૦ ૬
લીલાલેહેરને સુખ બહુ થાએ, લક્ષ્મી હોય ભરપુર;
સરલ સ્વભાવે દેવદર્શનથી, સંકટ જાએ દુર. આ૦ ૭
માતર જૈન સભાને, ઉમંગ રંગ અપાર;
સિદ્ધ સદા સુખ આનંદકારી, બોલો જયજયકાર આ૦ ૮

## રાગ. ધીરજ ધરરે.

જીન નામ ભજરે મીટ જાય ભ્રમણુ ઇહ ભવકે;
શુદ્ધ મન કરરે અબ છાંડ છાંડ ઇસ ધનકે.
સાથ માયા ન આવેગી પ્યારે અષ્ટ કર્મસે હોજા ન્યારે;
તુને સુખ મીલેગા ભારે.
શુદ્ધ મન કરરે નવપદકા ધ્યાન તેરે મનમે. જીન ૧

### સાખી

ચોરાશી યોની ભમ્યો, અબ આયો તીહારે પાસ;
દરશન દેખે મગ્ન ભયા, કર્મ કીયે સબ નાશ. જીન ૨
માત પીતા બંધવ ત્રીયા, આવેગે નહી સાથ;
કર્મ કટક પીછે ફીરે, રક્ષા કરો મુજ નાથ. જીન ૩
મનરંગા દીલમે બસે, ઓર મેસાને ખાસ;
જૈન ભાવ પ્રકાશક વંદે, ગુણ ગાય પ્રાણુદાસ. જીન ૪

## ગરબાની દેશીનું સ્તવન.

આજનો લહાવો લીજીએરે કાલ કોણે દીઠું છે;
કોણે દીઠું છે જ્ઞાની દીઠું છે.
ધર્મકરણી રૂડી કીજીએરે કાલ કોણે દીઠું છે. ૧
માત પીતા બાંધવ સુત વનીતા, સ્વપ્નકો રાજ કેમ લીજીએરે કાલ૦૨
હાથેલી અજની સરખું આઉખું, ખીણુનો ભરૂસો નવ કીજીએરે. કાલ.૩
મોહરાજાના રાજમાં વશીએ, નરક નીગોદમાં ફશીએરે કાલ. ૪
પંચિંદ્રી વશ કરીજ રાખીએ, ચાર પ્રકારે ધર્મ કીજીએરે. કાલ. ૫
સાતખેતરમાં ધન ખરચીજે, શીવપુર નગરે વસીજેરે. કાલ. ૬
સિદ્ધાચળ પંચતીર્થેરે જઇએ, યાત્રાએ પાપ પરહરીએરે. કાલ. ૭
દેવગુરૂની નિત્ય ભકિત કરીએ, ભવસાગરથી તરીએરે. કાલ. ૮

પડીકમણું બે ટંકનું કરીએ, શીવરમણીને વરીએરે. કાલ. ૯
આશ્રવ સરવે દુરે કરીએ, સંવરને આદરીએરે. કાલ.૧૦
જ્ઞાનીમહારાજની શીક્ષા માનીએ, ચોરાશી ફેરા ટાળીએરે. કાલ.૧૧
મગન કહે સુણજો નરનારી, ધર્મકરણી નવ ચુકીએરે. કાલ ૧૨

---

# સુમતીનાથ મહારાજના સ્તવનો

## સ્તવન ૧ લું.

### રાગ પીલુ બરવો.

સુમતિનાથ દેવ સાચા હું જાણું,
સર્વથી જક્તમાં સત્ય હું માનુ. સુમતિનાથ. ટેક
ભક્ત તણા પ્રતિપાલન પ્રભુજી,
આશ ધરી ગાઉ ગુણનું ગાણું. સુમતિનાથ.
છે મહીમા આ જગમાં અતીશે;
સાચાદેવ હું સત્ય પરમાણું. સુમતિનાથ.
કારજ કરીયાં કોટી જનોનાં;
દુખ ટાળી સુખ દીધુ સાચું. સુમતિનાથ.
પ્રગટ થયા પ્રતિમાજી પોતે;
જીન ઇશ્વર જગદીશ પ્રણમુ. શુમતિનાથ.
છે આશ્ચર્ય કૃતિ સો તમારી;
તમ ભક્તિ થકી સુખકુ માણું. સુમતિનાથ.

## સ્તવન ૨ જું.

### લાવણી.

દેરાસર શોભીતું રૂડું સુમતિનાથ તેમાં શોભે,
માતર ગામે મહીમા વધીઓ દર્શન કરવા મન લોભે.
ચમત્કાર કેવા આપીને, સર્વે જનનું દુખ હર્યું;
સત્ય તણી બહુ સાખ્યો આપી સાચાદેવ એ નમ ઠર્યું.
સતમાં સાચા સ્વામી સૌના સત્ય થકી સરવે માને;
અલબેલો દીસે છે ઉત્તમ ગુણ ગાય સર્વે ગાને
એ પરમેશ્વર પરમ કૃપાળુ પરનું દુખડું કાપે છે;
મન ઇચ્છીત ફળ માગ્યાં દેતાં સહુને સુખડુ આપે છે.
દયાતણા ભંડાર દયાળુ, છે સૌના શાચા સ્વામી;
ગુણ પ્રસર્યો ગુજરાત મહી તો સર્વે રહેછે શીરનામી.
પરદેશી લેકો બહુ આવે પુજા મોટી ભણાવે છે;
શ્રીફળ કેશર સરવે લાવે સ્વામીને સોહાવે છે.
વીધવીધની આંગીઓ રચાવે કાને કુંડળ સોહે છે;
કનકતણા આભુશણુ અંગે મનડું મારૂ મોહે છે.
દેરાસરની છબી જોઇને અંતર રાજી રહે મારૂં;
સ્વામીજીને શરણે જાતાં લાગે છે સૌને સારૂ.
રૂપ અનોપમ કેમ વર્ણવું ઇંદ્ર સરાખા રહે લાજી;
રહો અખંડ અવીનાશી અહીયાં સદાય સેવકપર રાજી.

## સ્તવન ૩ જું.

### નીભાવોરે બાંહ્ય ગ્રહેકી લાજ. એ રાગ.

સ્વામીરે સુમતિનાથ સદાય: ટેક
પ્રગટ થઇને પ્રભુજી આપે કોટીક કામ કરાય; સ્વામી

દુખ દારિદ્રજ દુર કરીને, દીધાં ધનને ધરાય; સ્વામી
પ્રગટ થયા પ્રભુ શુંજ મહીથી માતર માંહી મનાય; સ્વામી
આપ પ્રતાપે દેરાસર બાંધ્યું ઉડે છે ઉંચે ધ્વજાય. સ્વામી
જળહળ જ્યોત પ્રકાશે ઉત્તમ પુજન વિધિ બહુ થાય; સ્વામી
સાચાદેવ છો આપ જગતમાં દર્શનથી હરખાય. સ્વામી
કોટીકવાર પ્રણામ કરંછું નમુ હું પ્રભુને પાય. સ્વામી

## સ્તવન ૪ થુ.

### રાગ જંગલો ઝીંઝોટી તાળ દીપચંદી.

### માડુ ન લગાડશો મૈયારી મદમાતારે-એ રાગ.

સુંદર સ્વરૂપ શોભે સ્વામીજીનું સારૂરે
સાચાદેવ જાણીને હું ધ્યાન મહા ધારૂરે
મહીમા અપાર એ પ્રભુજી કેરો દીસેરે
મુખડુ જોઇને મારૂ મનડુ તો હીસેરે. સુંદર૦
કાનમાં કુંડળ જળહળ જ્યોત છાજેરે
કેશર ચંદન પ્રભુ ભાલમાં બીરાજેરે. સુંદર૦
શરણ જઇને સ્વામી શાંતી હું તો માગુરે
વારે વારે સાચા દેવ કેરે પાયે લાગુરે. સુંદર૦
ઉલટ ધરીને પ્રભુ પુજા કોઈ કરશેરે
સુંદર સુમતિનાથ સંકટ સૌ હરશેરે. સુંદર૦
વિનતી કરીને પ્રભુ માગુછું હું આતીરે
ચરણે રાખીને લેજો જક્તમાં નીભાવીરે. સુંદર૦

## સ્તવન ૫ મુ.

### ( કેરબો )

ધન્ય સુમતિનાથ સાચાદેવ તુનેરે ટેક.

મુંજ ગામમાં પ્રગટ થઇને આવ્યા માતર માંય,
પુરણ મેહેર કરીને સઉના દુખડાં ટાળ્યાં આંય. ધન્ય૦
ચારે ગામથી લોકો આવે જાત્રા કરવા કાજ
શરણે આવી શોક નીવારે નીરખીને મહારાજ. ધન્ય૦
શ્રીફળ ફોફળ ચંદન કેસર ધુપ દીપ સઉ સાર
લાવે લોકો હર્ષ ધરીને પુરણ રાખી પ્યાર. ધન્ય૦
તુજ દર્શનથી સ્વામી મા ા ટળે દેહનાં દુઃખ
સમરણ કરતાં સુખડુ પામે ભાગે ભવની ભુખ. ધન્ય૦
સત્ય આપનુ જકત મહી છે સ્વામી અપરંપાર
દર્શને આવે દુખ નીવારે કોટી નરને નાર. ધન્ય૦

## સ્તવન ૬ ઠુ.

### સિદ્ધાચળ શીખરે દીવોરે—એ રાગ.

છો સાચાદેવ સલુણારે સુમતિનાથ સ્વામી મોટા
તમ રૂપથી બહુ હરખેરે. સુમતિનાથ
દેરાસર રૂડુ છાજેરે સુમતિનાથ
માંહી જળહળ જ્યોત બીરાજેરે સુમતિનાથ
તમે અખીલ ભૂવનના રાજારે સુમતિનાથ
આ જકત મહી મહારાજારે સુમતિનાથ
સહુ જનનું દુખડુ હરતારે સુમતિનાથ
સેવકને સુખડુ કરતારે સુમતિનાથ
સહુ લોકો દર્શને આવેરે સુમતિનાથ
બહુ વીધની પૂજા ભણાવેરે સુમતિનાથ
કાનોમેં કુંડળ શોભેરે સુમતિનાથ

જોઇ જોઇને મનડું લોભેરે — સુમતિનાથ
તમો સુંદીરજી શામળીઆરે — સુમતિનાથ
છો જકતમાંહી બહુ બળીઆરે — સુમતિનાથ
ઘણો સંઘ ભરાયે ભારીરે — સુમતિનાથ
આવે છે નરને નારીરે — સુમતિનાથ
ધન્ય ભાગ્ય અમારૂ આજેરે — સુમતિનાથ
દર્શન દીધાં મહારાજેરે — સુમતિનાથ

## પુજા વિધિ આશ્રયી શ્રી સુવધિ જિન સ્તવન.

### દેશી ચોપાઇ.

સુવધિનાથની પુજા સાર, કરતાં સઘળે જયજયકાર;
પુજાની વિધિ ધારો સહિ, શ્રી ભગવંતે શાસ્ત્રે કહી. ૧
પૂર્વ સન્મુખ સ્નાન આદરો, પશ્ચિમ દિશિ રહી દાતણ કરો;
ઉત્તર વસ્ત્ર પહેરો સહી, પુજો ઉત્તર પુરવ મુખ રહી. ૨
ઘરમાં પેસતાં વામે ભાગ, દેરાસર કરવાનો લાગ;
દોઢ હાથ ભૂમિથી કીજીએ, ઉંચુ નીચું સહુથી વરજીએ. ૩
પુરવ ઉત્તર મુખ પુજા જાણુ, બીજી દિશે હુવે કરતાં હાણુ;
નવાંગ પુજાનો વિધ એહ, વિધિ કરતાં હોય નિર્મળ દેહ. ૪
પગ જંઘાને હાથ બે તણી, ખભા મસ્તકની પાંચમી ભણી;
ભાલ કંઠ હદયે જાણુ, ઉદરે નવમું તિલક વખાણુ. ૫
ચંદન વિણ પુજા નવિ હોય, વાસ પૂજા પ્રભાતે જોય;
કુસુમ પુજા મધ્યાને કરો, સંજે ધુપ દીપ આદરો. ૬
ધુપ ઉખેવા ડાબે પાસ, જમણે પાસે દીપ પ્રકાશ;
દેવનુ આગળ મૂકો સહી, ચૈત્યવંદન કરો દક્ષિણ રહી. ૭

હાથ ફુકી જે ભૂમિયેં પડે, પગ લગે મલિન આભડે;
મસ્તકથી ઉંચુ પરિહરો, નાભિ થકી નીચુ મન કરો. ૮
કીડે ખાધુ તજીએ ફુલ, એમ ફુલાદિક ઢોએ અમૂલ;
ફુલ પાંખડી નવી છંદીએ, કળિકા કદિએ નવિ ભેદીએ. ૯
ગંધ ધુપ આખે આંણીએ, ફુલ દીપ બલિ ફલ જાણીએ;
પાણી આઠમું સુંદર સહી, અઠ પ્રકારી પુજા કહી. ૧૦
શાંતિ કારણ ઉજવલ વસ્ત્ર, લાભ કારણે પીત પવીત્ર;
વયરી જીપવા પહેરો શ્યામ, રાતું વસ્ત્ર તે મંગલ કામ. ૧૧
પંચવરણ વસ્ત્રે હોય સિદ્ધ, ખંડિત સાંધ્યા વસ્ત્ર નિષિધ;
પદ્માસનને મોને રહી, મુખ કોસ પુજા વિધિ કહી ૧૨
એ વિધિ પુજા કીજે સદા, જીમ પામીજે સુખ સંપદા;
આનંદ વિમલ પંડિતનો દાસ, પ્રીતિ વિજય પ્રણુમે ઉલ્લાસ. ૧૩

## શ્રી આદિનાથનું ચૈત્યવંદન.

આદિદેવ અલવેશરૂ, વિનિતાનો રાય;
નાભિરાયા કુલ મંડણો, મારૂદેવા માય.
પાંચસે ધનુષના દેહડી, પ્રભુજી પરમ દયાળ;
ચોરાશી લાખ પુરવનું, જશ આયુ વિશાળ.
વૃષભલંછન જીનવર ધરૂએ, ઉત્તમ ગુણમણી ખાણ;
તસ પદ પદ્મ સેવન થકી, લહીએ અવિચળ ઠાણ.

## શ્રી શાંતિનાથનું ચૈત્યવંદન.

શાંતિજીનેશ્વર સોળમા, અચિરા સુત વંદો;
વિશ્વસેન કુળ નભો મણી, ભવિજન સુખ કંદો.
મૃગ લંછન જીન આવખું એ, લાખ વરસ પ્રમાણ;

હથિણા ઉર નયરી ધણી, પ્રભુજી ગુણમણી ખાણ.
ચાલીશ ધનુષની દેહડી, સમ ચોરસ સંઠાણ;
વદન પદ્મ જ્યું ચંદલો, દીઠે પરમ કલ્યાણ.

## ૨ ચૈત્યવંદન.

આજ દેવ અરીહંત નમું, સમરૂં તારૂં નામ;
જ્યાં જ્યાં પ્રતીમા જીનતણી, ત્યાં ત્યાં કરૂં પ્રણામ. ૧
શેત્રુંજે શ્રી આદીદેવ, નેમ નમું ગીરનાર;
તારંગે શ્રી અજીતનાથ, આબુ રીખવ જુહાર. ૨
અષ્ટાપદ ગીરી ઉપરે, જીન ચોવીસી જોડ;
મણીમય મુરત માનશું, ભરતે ભરાવી સોય. ૩
સમેતશીખર તીરથ વડો, જ્યાં વિશે જીનરાય;
વૈભારગીરી ઉપરે, શ્રી વીર જીનેશ્વર રાય. ૪
માંડવગઢનો રાજીયો, નામે દેવ સુપાસ;
રીખવ કહે જીન સમરતાં, પહોચે મનની આશ. ૫

## શ્રી નેમનાથનું ચૈત્યવંદન.

નેમનાથ બાવીશમા, શિવાદેવી માય;
સમુદ્રવિજય પૃથ્વીપતિ, જે પ્રભુના પિતાય. ૧
દશ ધનુષની દેહડી, આયુ વરસ હજાર;
શંખ લંછન ધર સ્વામિજી, તજી રાજુલનાર. ૨
સૌરીપુર નયરી ભલી એ, બ્રહ્મચારી ભગવાન;
જીન ઉત્તમ પદ પદ્મને, નમતાં અવીચળથાન. ૩

આશ પુરે પ્રભુ પાસજી, ત્રોડે ભવ પાસ;
વામામાતા જનમીઆ, અહિ લંછન જાસ. ૧
અશ્વસેન સુત સુખ કરૂએ, નવ હાથની કાય;
કાશી દેશ વણારશી, પુન્યે પ્રભુ આય. ૨
એક સો વરસનું આવખું, પાળી પાર્શ્વ કુમાર;
પદ્મ કહે મુકતે ગયા, નમતાં સુખ નિરધાર. ૩

## લાવણી.

તું અકલંકી રૂપ સ્વરૂપી, પરમાનંદ પદ તું દાઇ;
તું શંકર બ્રહ્મા જગદીશ્વર, વિતરાગ તું નીરમાઇ. ૧
અનોપમ રૂપ દેખી તુજ રીઝે, સુર નરનારી કે વંદા;
નમો નિરંજન ફણીપતી સેવીત, પાસ ગોડીચા સુખકંદા. ૨
કાને કુંડળ શીર છત્ર બીરાજે, પ્રભુ ટીકા નિરધારી;
અષ્ટબીજોરૂ હાથ સોહીએ, તુમ વંદે સહુ નરનારી. ૩
ચરણાંગુઠે મેરૂ કંપાવ્યા, એસી શોભા બહુ સારી;
પૂર્વ જન્મકા વૈર વાળો, જળ વરસાવે નીરધારી. ૪
જળ આવી પ્રભુ નાકે અડીયાં, આસન કંપ્યાં નીરધારી;
નાગ નાગણી છત્ર ધરે છે, પુર્વજન્મકા ઉપગારી. ૫
ઉદયરત્ન કહે સુણો મોરી લાવણી, એસી શોભા બહુ સારી;
માત પીતા બંધવ સહુ સાથે, સંજમ લીધાં સુખકારી. ૬

## લાવણી.

સુણો માતર નગરના શેઠ ઉમંગી થાઓ;
જીનરાજને પૂજી ઉંચ ગતિમાં જાઓ. ૧
પરમારથ કરીને પુન્ય પાળ તુમે બાંધો;
પછી મોક્ષ જવામાં નથી રહ્યા કાંઈ વાંધો. ૨

ઉછરંગે રૂડા બાળકોને ભણાવો;
વિદ્યાશાળામાં પ્રભાવના વરતાવો. ૩
જૈનધર્મની જયજયકાર થાય તેમ કરજો;
પરભવ જાવાને પુન્યની પોઠી ભરજો. ૪
જીનવર ગુણ ગાવા ધ્યાન હૃદયમાં ધરજો;
શ્રદ્ધા સંવેગે સિદ્ધિવધુને વરજો. ૫
સુમતિનાથ પ્રભુની સેવાથી સુખ થાએ;
જૈનસભા સુસંગે નૃત્ય કરી હરખાયે. ૬

## લાવણી.

ધન્ય ધન્ય દિવસને ધન્ય ઘડી છે આજે;
ભેટયા સુમતિનાથજી ભવજળ તરવા કાજે
પ્રભુ ભેટીને હરખીત થયું મન મારૂં અપાર
જીનશાસન વર્તે સદાય જયજયકાર. ધન્ય ૧
આજ સફળ થયો અવતાર પ્રભુજી મારો, પ્રભુજી મારો;
આજે વરસ્યા મોતી મેઘ અમીની ધારો. ધન્ય ૨
પ્રભુ કાને કુંડળ મસ્તક મુગટ સોહીયે;
તારૂં મૂખડું પુનમકેરો ચંદ ભવીક મન મોહીયે. ધન્ય ૩
કરજોડી નમેછે ન્યાય સદાયે પ્યારા, સદાયે પ્યારા;
આજે માતર મધ્યે વર્ત્યો જયજયકાર. ધન્ય ૪

## બીજની થોય.

દિન સકળ મનોહર, બીજ દિવસ સુવિશેશ;
રાય રાણા પ્રણમે, ચંદ્રતણી જીહાં રેખ.
તિહાં ચંદ્ર વિમાને, શાશ્વતા જીનવર જેહ;
હું બીજ તણે દિન, પ્રણમું આણી નેહ.

## પાંચમની થોય.

શ્રાવણ શુદિ દીન પંચમીએ, જનમ્યા નેમ જિણંદતો;
શ્યામવરણ તણું શોભતું એ, મુખ સારદકો ચંદતો.
સહસ વરસ પ્રભુ આવખુએ, બ્રમચારી ભગવંત તેહ;
અષ્ટકરમ હેલે હણીએ, પોહોચ્યા મુગતિ મહંતજો.

## આઠમની થોય.

મંગળ આઠ કરી જસ આગળ, ભાવ ધરી સુરરાજજી;
આઠ જાતિના કળસ ભરીને, નવરાવે જીનરાજજી.
વિર જીનેશ્વર જન્મ મહોછવ, કરતાં શીવસુખ સાધેજી;
આઠમનો તપ કરતાં અમ ધરે, મંગળ કમળા વાધેજી.

## એકાદશીની થોય.

એકાદશી અતિ રૂઅડી, ગોવિંદ પુછે નેમ;
કીણ કારણ એ પરવ મોટું, કહોને મુજશું તેમ.
જિનવર કલ્યાણક અતિ ઘણાં, એકસોને ને પંચાસ;
તેણે કારણ એ પર્વ મોટું, કરો મૌન ઉપવાસ.

## શ્રી મંધરસ્વામીની થોય.

શ્રી શ્રીમંધર જીનવર, સુખકર સાહેબ દેવ;
અરીહંત સકળની, ભાવ ધરી કરૂં સેવ.
સકળ આગમ પારક, ગણધર ભાખિત વાણી;
જયવંતી આણા, જ્ઞાનવિમળ ગુણ ખાણી.

## પ્રભાતીયું.

પાસ સંખેશ્વરા સાર કર સેવકાં, દેવકાં એવડી વાર લાગે;
કોડી કરજોડી દરબાર આગે ખડા, ઠાકુરા ચાકુરા માન માગે. ૧
પ્રગટ થા પાસજી મેલી પડદો પરો, મોર અસુરના આપ કોડો;

મુજ મહિશાણુ મંજુસમાં પેસીને, ખલકના નાથજી બંધ ખોલો ૨
જગતમાં દેવ જગદીસ તું જાગતો, એમ શું આજ જીનરાજ ઉંઘે;
મોટા દાનેશ્વરી તેહને દાખીએ દાન દે જેહ જગકાળ મોંઘે. ૩
ભીડ પડી જાદવા જોર લાગી જરા, તતક્ષણ ત્રીકમે તુંજ સંભાર્યો;
પ્રગટ પાતાળથી પલકમાં તેં પ્રભુ ભક્ત જન તેહનો ભય નિવાર્યો. ૪
આદિ અનાદિ અરિહંત તું એક છે, દીન દયાળ છે કોણ દુજો;
ઉદયરત્ન કહે પ્રગટ પ્રભુ પાસજી, પામી ભય ભંજનો એહ પુજો. ૫

## પ્રભાતીયુ.

### પ્રભાતે ઉઠીને માતા મુખડા જોવે. એ દેશી.

આવી રૂડી ભગતિ મેં પહેલાં ન જાણી, પહેલાં ન જાણીરે;
પ્રભુ પહેલાં ન જાણી, સંસારની માયામાં મેં વલોવ્યું પાણી. આ.
કલ્પતરૂનાં ફળ લાવીને, જે જિનવર પુજે;
ફળ અનાદિ કર્મ તેં સંચિત સત્નાથી ધ્રુજે આવી. ૧
થાવર તિરિ નરયાયત એ દુગેં, ઇગ વિગલા લીજે;
સાધારણ નવમે ગુણઠાણે, ધુર ભાગે છીજે. આવી. ૨
તુ વળ પામીને શિવ ગતિ ગામી, શૈલેશી ટાણે:
ચરમ સમય દોય માંહે સ્વામી, અતિમ ગુણઠાણે. આવી. ૩
બાકી નામ કરમની પયડી, તે સઘળી જાવે;
અજર અમર નિકલંક સ્વરૂપે, નિઃકર્મા થાવે. આવી. ૪
જે સિદ્ધ કેરી પડિમા પુજે, તે સિદ્ધમઇ હોવે;
નાહિ ધોઇ નિર્મળ ચિત્તે, આરીસો જોવે. આ. ૫
કર્મ સુડણ તપ કેરી પુજા, ફળ તે નર પાવે;
શ્રી શુભ વીર સ્વરૂપ વિલોકી, શિવ વહુ ઘર આવે. આ. ૬

## શ્રી શંખેશ્વર પાર્શ્વનાથનો છંદ.

સેવો પાસ સંખેશ્વરો મન શુદ્ધે, નમો નાથ નિશ્ચે કરી એક બુદ્ધે;
દેવી દેવલાં અન્યને શું નમો છો, અહો ભવ્ય લોકો ભુલાં કાં ભમોછો. ૧
ત્રિલોકના નાથને શું તજો છો, પડ્યા પાસમાં ભૂતડાંને ભજો છો;
સુરધેનુ છંડી અજાને શું અજો છો, મહાપંથ મુકી કુપંથે વજોછો. ૨
તજે કોણ ચિંતામણિ કાચ માટે, ગ્રહે કોણ રાસભને હસ્તી સાટે;
સુરદ્રુમ છાંડી આક કુણ વાવે, મહામૂઢ તે આકુલા અંત પાવે. ૩
કીહાં કાંકરોને કીહાં મેરૂ શૃંગ, કીહાં કેસરીને કીહાં તે કુરંગ;
કીહાં વિશ્વનાથ કીહાં અન્ય દેવા, કરો એક ચિત્તે પ્રભુ પાસ સેવા. ૪
પુજો દેવી પ્રભાવતી પ્રાણનાથ, સહુ જીવને જે કરેછે સનાથ;
મહા તત્વ જાણી સદા જેહ ધ્યાવે, તેનાં દુઃખ દાળીદ્ર દુરે પળાવે. ૫
પામી માનુષોને વૃથા કાં ગમોછો, કુશીલે કરી દેહને કયાં દમોછો;
નહિ મુક્તિવાસં વિના વીતરાગં, ભજો ભગવંત તજો દ્રષ્ટિરાગં ૬
ઉદયરત્ન ભાંખે સદા હેત આણી, દયા ભાવ કીજે પ્રભુ દાસ જાણી;
આજ મારે મોતીડે મેહ વુઠ્યા, પ્રભુ પાસ સંખેશ્વરો આપ તુઠ્યા. ૭

## શ્રી પાર્શ્વનાથ સ્વામીનો તૃતીય છંદ.

પ્રણમામિ સદા જિન પાર્શ્વ જિન, જિનનાયક દાયક સુખ ધનં;
ધનાચાર મનોહર દેહ ધરં, ધરણીપતિ નિત્ય સુસેવ કરં. ૧
કરૂણારસ રંજિત ભવ્ય ફણી. ફણિ સપ્ત સુશોભિત મૌલિમણી;
મણિ કંચનરૂપ ત્રિકોટ ઘટં, ઘટિતા સુર કિન્નર પાર્શ્વ તટં. ૨
તટિની પતિ ઘોષ ગંભીર સ્વરં, શરણાગત વિશ્વ અશેષ નરં;
નરનારી નમસ્કૃત નિત્ય મુદા, પદમાવતી ગાવતિ ગીત સદા. ૩
સનનોદય ગોપિ યથા કમઠં, કમઠાસુર મુક્ત હઠં;
દલિત કર્મ કૃતાંત બળં, બળ ધામ દરં પર પંક જળં. ૪

જળજદલપત્ર પ્રભા નયનં, નયનદિત ભવ્યંતરી શમનં;
મનમથ મહીરૂહ વન્હિસમં, સમતાગુણ રત્નમયં પરમં. ૫
પરમાર્થ વિચાર સદા કુશળં, કુશળ ક્રમે જિન નાથ ચલં;
અલિની નલિની નળનીલ તનં, તનુતા પ્રભુ પાર્શ્વજિનં સુધનં. ૬

## ગૌતમ અષ્ટક છંદ.

વીર જીણેશર કેરો શીષ, ગૌતમ નામ જપો નિશ દિન;
જો લીજે ગૌતમનું ધ્યાન, તો ઘર વિલસે નવે નિધાન. ૧
ગૌતમ નામે ગિરીવર ચઢે, મન વંછીત પહેલા સંપજે;
ગૌતમ નામે નાવે રોગ, ગૌતમ નામે થાયે સંજોગ. ૨
જે વેરી વીરૂવા વંકડા, તસ નામે નાવે ઢુંકડા;
ભુત પ્રેત નવી મંડે પ્રાણ, તે ગૌતમનાં કરૂ વખાણ. ૩
ગૌતમ નામે નિરમળ કાય, ગૌતમ નામે વાધે આય;
ગૌતમ જીનસાસન શીણગાર, ગૌતમ નામે જયજયકાર. ૪
સાલ દાલ સુરહા ધ્રત ઘોલ, મનવંછિત કપડ તંબોળ;
ઘરણુ ઘરણી નિરમળ ચિત્ત, ગઊતમ નામે પૂત્ત વીનીત. ૫
ગઊતમ ઉદો અવીચળ ભાણ, ગઊતમ નામ જપો જગભાંણ;
મોટાં મંદીર મેરૂ સમાન, ગઊત નામે સફળ વિહાણ. ૬
ઘર મયગલ ઘોડાની જોડ, વારૂ પહોચે વંછીત કોડ;
મહીયલ માને મોટા રાય, જો તુઠે ગઊતમના પાય ૭
ગઊતમ પ્રણમ્યા પાતીક ટળે, ઊત્તમ નરની સંગત મળે;
ગઊતમ નામે નિરમળ જ્ઞાન, ગઊતમ નામે વાધે વાન. ૮
પુન્યવંત અવધારો સહુ, ગુરૂ ગઊતમના ગુણ છે બહુ;
કહે લાવણ્ય સમે કરજોડ, ગઊતમ તુઠે સંપત કોડ. ૯

## આરતી.

જયદેવ જયદેવ જય સુમતિસ્વામી, જય સુમતિસ્વામી (૨)

કોટીક વાર નમુંછું તમને શીર નામી. જયદેવ૦
જીન ઇશ્વર જુગદીશ, તુજ પીતા માતા (૨)
જીનવર ઉત્તમ એવા, રીદ્ધ સીદ્ધના દાતા જયદેવ૦
કરીએ કોટી પ્રણામ, જય મંગળકારી (૨)
ભય સંકટ નીવારી, ગુણ ગાયે નરનારી. જયદેવ૦
પાંચમા સુમતિનાથ સહાય સદા કરજો (૨)
આ અરજી ઉર ધરીને, સંકટ સૌ હરજો. જયદેવ૦
ભક્તિ કરૂં ભવનાથ, હું સેવક તારો (૨)
ભવસાગરમાં ફરતાં, હાથ ગ્રહો મારો. જયદેવ૦
નમી નમીને નાથ, પાય તને લાગુ (૨)
વીનતી કરીને સ્વામી, મારી હું માગુ. જયદેવ૦
માતર ગામની માંહ્ય, આપ બીરાજો છો (૨)
શેવકને સુખ કરવા, ઇચ્છા રાખો છો. જયદેવ૦
સદા આપનો દાસ, આશ ધરૂ તારી (૨)
મન ઇછીત મુજ મનની, પૂરી કરો મારી. જયદેવ૦
માતર જૈન સભા, નમે તમને (૨)
શાંન્ત સંતોષો આપો, કે ઇશ્વર અમને જયદેવ૦

## આદિજીણંદની આરતી.

જે જે આરતી આદીજિણંદા, નાભિરાયા મારૂદેવીકો નંદા. જે જે ૧
પેહેલી આરતી પૂજા કીજે, નરભવ પામી લાવો લીજે. જે જે ૨
દુસરી આરતી દીનદયાળ, ધુળેવમંડપમાં જગ અજવાલા. જે જે ૩
તીસરી આરતી ત્રંભોવન દેવા, સુરીનર ઇંદ્ર કરે તોરી સેવા. જે જે ૪
ચોથી આરતી ચઉગતિ સુરે, મનવછીત ફળ શીવસુખ પુરે. જે જે ૫
પંચમી આરતી પુન્ય ઉપાયો, મૂળચંદજી રીખવ ગુણ ગાયો. જે જે ૬

## દીવો.

દીવોરે દીવો મંગળિક દીવો, આરતી ઉતારણુ બહુ ચીરંજીવો;
સોહામણો ઘેર પર્વ દીવાળી, અમર ખેલે અબળા બારી;
દીપાળ ભણે એને કુરે અજુઆળી, ભાવ ભગતે વિઘન નીવારી;
દીપાળ ભણે એ કળીકાળે, આરતી ઉતારી રાજા કુમારપાળે.
તમ ઘર મંગળીક અમ ઘર મંગળીક, મંગળીક ચતુર્વિધ સંઘને હોજો.
દીવોરે દીવો મંગળીક દીવો.

## લોભની સઝાય.

લોભ ન કરીયે પ્રાણીયારે, લોભ બુરો સંસાર;
લોભ સમો જગમાં નહીરે, દુર્ગતિનો દાતાર.
ભવિકજન, લોભ બુરોરે સંસાર, ભવિકજન કરજો તુમે નિરધાર;
ભવિકજન જિમ પામો ભવપાર. ભ. લો. ૨
અતિ લોભે લક્ષ્મીપતીરે, સાગર નામે શેઠ;
પુરવ પયોનિધિમાં પડયોરે, જઇ બેઠો તસ હેઠ. ભ લો. ૨
સોવન મૃગના લોભથીરે, દશરથ સુત શ્રી રામ;
સીતા નારી ગમાવીનેરે, ભમીઓ ઠામોઠામ. ભ. લો. ૩
દશમા ગુણઠાણા લગીરે, લોભ તણું છે જોર;
શિવપુર જાતાં જીવનેરે, એહજ મોટો ચોર, ભ. લો. ૪
ક્રોધ માન માયા લોભથીરે, દુર્ગતિ પામે જીવ;
પરવશ પડીયો બાપડોરે, અહો નિસરીત્ર. ભ. લો. ૫
પરિગ્રહના પરિહારથીરે, લહીએ શિવ સુખ સાર;
દેવ દાનવ નરપતિ થઇરે, જાશે મુકિત મોઝાર. ભ લો. ૬
ભાત્ર સાગર પંડિત ભણેરે, વીર સાગર બુદ્ધ શિષ્ય;
લોભ તણા ત્યાગે કરીરે, પહોંચે સયલ જગીશ. ભ. લો. ૭

## ક્રોધની સઝાય.

કડવાં ફળ છે ક્રોધનાં, જ્ઞાની એમ બોલે;
રીસ તણો રસ જાણીએ, હળાહળ તોલે. કડવાં ૧
ક્રોધે કોડ પુરવ તણું, સંજમ ફળ જાય;
ક્રોધ સહિત તપ જે કરે, તે તો લેખે ન થાય. કડવાં ૨
સાધુ ઘણો તપિયો હતો, ધરતો મન વૈરાગ્ય;
શિષ્ય ક્રોધ થકી થયો, ચંડ કોશીઓ નાગ. કડવાં ૩
આગ ઉઠે જે ઘર થકી, તે પહેલું ઘર બાળે;
જળનો જોગ જો નવિ મળે, તો પાસેનું પ્રજાળે. કડવાં ૪
ક્રોધ તણી ગતિ એહવી, કહે કેવળ નાણી;
હાણ કરે જેહ હેતની, જાળવજો પ્રાણી; કડવાં ૫
ઉદય રત્ન કહે ક્રોધને, કાઢજે ગળે સાહી;
કાયા કરજો નિર્મળી, ઉપસમ રસ નાહિ. કડવાં. ૬

## અથ શ્રીગુરૂ આગમની ગુહલી.

જીરે ગણધર આવ્યા છે ચાલો વંદવા, જીરે આજ મનોરથ સવી ફળ્યા;
જીરે આજનો દીન શુભ કારરે, હો બેની મોરી ગુરૂજી પધાર્યાં-ચાલો૦
જીરે સુમતિ ગુપ્તિ મુનિ પાળતા, જીરે પંચ મહાવ્રત ધારેરે-હો બેની૦
ગુરૂ પધાર્યા ચાલો વાંદવા. ૧

જીરે ગામ નગરપુર દેશમાં, જીરે વિચરંતા મુનિરાજરે. હો બેની૦
જીરે તરણ તારણ ભવિ જીવને, જીરે સંસાર સિંધુ માંહી ઝાઝરે-હો બેની૦
જીરે દોષ બેતાળીશ ટાળીને, જીરે લેતા શુદ્ધ આહારરે. હો બેની૦
જીરે શોક હરખ નહીં જેહને; જીરે કરૂણા રસના ભંડારરે;-હો બેની૦

જીરે જ્ઞાન ધ્યાન તપ હેતથી, જીરે કરમ ભમર કરે દુરરે.—હો બેની૦
જીરે આપ સ્વભાવમાં જે રહે, જીરે અનુભવ આનંદ પુરરે;—હો બેની૦
જીરે એવા મુનિરે નિત્ય વંદીએ, જીરે તો ભવિભવ દુઃખ જાયરે.—હો બેની૦
જીરે માણિકવિજય કહે નમું, જીરે હું પણ તેહના પાયરે;—હો બેની૦
જીરે સંવત ઓગણીસ પીસ્તાલીશે, જીરે લીંબડી શહેર મોઝારરે—હો બેની૦
જીરે કાર્તિક વદ દિન તેરસે, જીરે ગુંહલી કરી સુખકારરે;—હો બેની૦

## અથશ્રી જંગમ તીરથની ગુહુલી.

સજની મોરી જંગમ તીરથ વંદોરે, સજની મોરી પામે પરમાનંદોરે;
સ. સંજમ સત્તર પ્રકારરે, સ. આરાધે અણગારરે, ૧
સ. પંચ મહાવ્રત પાળેરે, સ ચાર કષાયને ટાળેરે;
સ. પાંચ વિષયને પીલેરે, સ. ત્રણ ગુપ્તિ રસ ઝીલેરે. ૨
સ બાવીસ પરિસહ સહેતારે, સ આપ સ્વભાવમાં રહેતારે;
સ. સમતા રસ ભંડારરે, સ. તે મુનિ તારણ હારરે. ૩
સ. જ્ઞાન હૃદયના સિંધુરે, સ. જગજીવન જગ બંધુરે;
સ. મીઠી મુનિવર વાણીરે, સ. જેવું સાકર પાણીરે. ૪
સ. સુર નર શિવસુખ લેવારે, સ સારે જસ પદ સેવારે;
સ એવા મુનિવર આગેરે, સ. નારી અક્ષય ફળ માગેરે. ૫
સ. ગુહલી કરે શુભ ભાવેરે, સ. મુક્તાફળથી વધાવેરે;
સ વળી વળી ગુરૂ મુખ જોતીરે, સ. પાતિકડાં નિજ ધોતીરે. ૬
સ માતપિતા ગુરૂરાયારે, સ. પરમ પ્રતાપ કહાયારે;
સ પુરણ પુણ્યે પાયારે, સ. મુનિ માણિક ગુણ ગાય રે. ૭

સમાપ્ત.

# આ લઘુ પુસ્તકને જે સદગ્રહસ્થોએ પ્રથમથી આશ્રય આપ્યો છે તેઉ સાહેબનાં નામ નીચે પ્રમાણે.

### માતર.

૫૧ શેઠ ખેમચંદ બેચરલાલ
૧૦ શા ખેમચંદ જેશંગભાઇ
૮ શા ફુલચંદ કાળીદાસ
૪ શા ફુલચંદ ઉમેદચંદ
૫ શા ચુનીલાલ ભીખાભાઇ
૨ શા ભયચંદ તલકચંદ
૨ શા લખમીચંદ છોટાલાલ
૧ શા જાદવલાલ છોટાલાલ
૧ શા બેચરદાસ કાળીદાસ
૧ શા પ્રેમચંદ ભીખાભાઇ
૧ શા અનોપચંદ તલકચંદ
૧ શા ખેમચંદ પરસોતમદાસ
૧ શા પરસોતમ કપુરચંદ
૨ પટેલ લખા ભાઇજી
૨ ગરાશીઆ ભુપત બનેસંગ
૧ શા છોટાલાલ ત્રીભોવનદાસ
૨ શા હરગોવનદાસ ચતુરદાસ

### અમદાવાદ

૨૫ શા ભાયચંદ રાયચંદ
૧૫ શા મણીલાલ છગનલાલ
૧ ઝવેરી ભોગીલાલ ધોલશા
૧૦ ઝવેરી પરસોતમ ચમનલાલ
૫ ઝવેરી કાલીદાસ અમીચંદ
૪ ઝવેરી ભોગીલાલ ચુનીલાલ
૫ ઝવેરી લાલભાઇ છોટાલાલ
૨ ઝવેરી માણેકલાલ બાપાલાલ
૨ શા ચમનલાલ મનસુખભાઇ
૪ શા મણીલાલ મોહોલાલ
૨ શા કેશવલાલ વાડીલાલ
૧ ઝવેરી કેશરીશંગ વાડીલાલ
૧ ઝવેરી ભુલાભાઇ ચીમનભાઇ
૧ શેઠ જમાભાઇ ચંદુલાલ
૧ ઝવેરી મોહનલાલ બેચરલાલ
૧ શા મોહનલાલ કરમચંદ
૧ શા મફતલાલ મલુકચંદ
૧ શા પ્રેમચંદ હઠીશંગ
૧ ઝવેરી નેમચંદ અમીચંદ
૧ ઝવેરી માણેકલાલ ચુનીલાલ
૧ ઝવેરી હરીલાલ વાડીલાલ
૫ ઝવેરી ચુનીલાલ ઉમેદચંદ
૧ ઝવેરી બબલદાસ ધોલીદાસ
૧ ઝવેરી ચંદુલાલ મોહનલાલ
૧ શા મગનલાલ નરશીદાસ
૧ શા સાંકળચંદ લલુભાઇ
૪ શા કરમચંદ ફુલચંદ
૫ ઝવેરી બાપાલાલ નાલચંદ
૫ ઝવેરી ચમનલાલ બાપાલાલ
૨ શા જેશંગ કાળીદાસ
૧ શા ચીમનલાલ છગનલાલ

૧ શા પોપટભાઇ ભગુભાઇ
૩ શા રાયચંદ હઠીભાઇ
૨ શા પ્રેમચંદ બાલાભાઇ
૧ શા પોપટલાલ હઠીશંગ
૧ શા ત્રીકમલાલ વડીલાલ
૧ શા લલુભાઇ મંછારામ
૨ શેઠ અમરતલાલ બાપાલાલ
૧ શા નવલચંદ હુકમચંદ

મુંબાઇ

૧૦૧ રા.રા. શેઠ રાયચંદ કેશીરીચંદ
૧ દલાલ કંકુચંદ લાલચંદ

વીરમગામ.

૨૦ સંઘવી ગુલાબચંદ અનોપચંદ

કોસંબી.

૧ શા છોટાલાલ મોહનલાલ

બારેજા.

૫ શા ફકીરચંદ કેવળદાસ

વઢવાણ શહેર

૧ શા હરખચંદ ખોડીદાસ
૧ શા વાડીલાલ પરસોતમ
૧ દોશી મણીલાલ જેશંગ

સુરત

૧ શા મગનલાલ ઇચ્છુભાઇ

વડોદરા

૧ શા નાનચંદ મુળચંદ

કોઠ

૧ શેઠ લવજીભાઇ દીપચંદ
૧ શા મલુકચંદ રતનજી
૧ શા રઘુજી સાંકળચંદ
૧ સંઘવી હીમચંદ પરસોતમ
૧ શા હઠીશંગ ગગલભાઇ
૧ શા ત્રંબકલાલ પોપટભાઇ
૧ શા જેચંદ હઠીશંગ
૧ શા દીપચંદ હીમચંદ
૧ કંદોઈ નાગરદાસ માણેકચંદ
૧ શા તરભોવન વીરજી
૧ શા ચુનીલાલ હરજીવન
૧ શા માણેકચંદ હીમચંદ

ઇખર

૧૧ બેન મંછા શા ધરમચંદ હીરાચંદની બેન
૭ શા ધરમચંદ હીરાચંદ

શા[illegible]કા

૨ શા ફકીરચંદ હીમચંદ

વશાનોઝી

૧ શા ભાયચંદ બાલચંદ

પાડગોલ

૧ શા નાથાભાઇ નારણદાસ
૧ શા મણીલાલ ભાયચંદ
૧ શા મથુરભાઇ તારાચંદ
૨ શા સોમચંદ જવેરદાસ
૧ શા લલુભાઇ જવરદાસ

હાથીજણ

૨ શા ભાયચંદ છગનલાલ

પાલણપુર

૫ સંઘવી રવચંદ પાનાચંદ
૪ દોશી મગનલાલ ફતેચંદ
૪ વકીલ હાથીભાઇ માણેકચંદ
૨ શા છગનલાલ કેવળદાસ
૨ સંઘવી ભાયચંદ પાનાચંદ

૧ શા રાજકરણ પાનાચંદ
૧ શા રતીલાલ અમુલખ
૧ શા લલુચંદ મુળચંદ
૧ મહેતા હરીચંદ મગનલાલ
૧ શા માધવલાલ શામજી
૧ શા ફકલચંદ દલીચંદ
૧ શા મોહનલાલ મંછારામ
૫ શા મણીલાલ ઇશ્વર
૧ ધરૂ નહાલચંદ હેમરાજ
૧ શા દેવરાજ ડુંગરશી
૧ ડોશી લલુભાઇ કરમચંદ
૧ ડોશી કકલભાઇ કરમચંદ
૧ શા લલુભાઇ ભાયચંદ
૧ શા હાથીભાઇ જેચંદ

### ગામ હેબાતર.

૧ વાંણુ. ઉજમશી રાયચંદ

### ગામ મહાંણા

૧ વાંણુ ઉજમશી ભીખાભાઇ
૧ વાંણ છગનલાલ જેઠારામ
૧ વાણુ રાયચંદ ગોવીંદજી

### સંજાઆ

૧ શા. રણછોડભાઇ અમથાભાઇ
૧ શા. સોમચંદ ઝવેરચંદ

### રાંસોલ.

૧ શા. છગનલાલ ફુલચંદ

### કસોલી

૧ શા. ભીખજીભાઇ ત્રીકમજી

### વણોટવા

૧ શા. સોમચંદ દલીચંદ

### વસાઇ

૧ શા. દલસુખ વખતચંદ

### વર્જલકા

૧ શા. પેમચંદ વેવારશા

### કાવીઠા

૧ શા. પોપટલાલ લાલચંદ
૧ ડોશી મોહનલાલ તરભોવન
૧ પારીખ તરભોવનદાસ મોતીચંદ

### ભડીવાદ

૧ શા ચતુરભાઇ રવજી
૧ શા મુળજી માણેકચંદ

### હેગામ

૧ શા ફુલચંદ લાલચંદ

### વીરડી

૧ શા કાલીદસ લલુ

### સોજીત્રા

૧ શા લલુભાઇ જેઠાભાઇ
૧ શા મગનલાલ ફતેચંદ
૧ શા. હેમચંદ નેમચંદ
૧ શા. મગનલાલ અમીચંદ
૧ શા. તલકચંદ કપુરચંદ
૧ શા. જેચંદ અમીચંદ
૧ ભાવસાર જીણાભાઇ નથુભાઇ
૧ શા. દલપતભાઇ છગનલાલ

### રાજપારડી

૭ શા. મોતીલાલ ફતેચંદ

### વડતાલ

૧ શા. મોહનલાલ છબાભાઇ
૧ શા. છોટાલાલ વખતચંદ
૧ શા. બાપુજી પરભુદાસ

૧ શા મીઠાભાઇ ગયચંદ
૧ શા. બાબાભાઈ દોલતચંદ

મોગલ

૩ શા. વાડીલાલ નગીનદાસ
૨ શા. કસ્તુરભાઇ ડાહયાભાઇ

મહેળાવ

૧૦ શા. દામોદર ગોવિંદજી
૧ શા મગનલાલ ઝવેરચંદ
૧ શા. કીસોર જેઠાભાઈ

ખેડા

૧ શા. ભાઇલાલ મોતીલાલ
૧ શા. સાંકળચંદ ચુનીલાલ
૧ શા. કેશવલાલ વાડીલાલ
૧ શા. ડાહયાભાઇ દોલતચંદ
૫ જીનશાળા તરફથી રતનચંદ હરગોવનદાસ.

ભાડકત

૧ શા. મોતીલાલ ભીખાભાઇ
૧ શા વાડીલાલ કપુરચંદ
૧ શા નંદલાલ ભોગાભાઇ

નડીઆદ

૧ શા. છનાભાઇ હીરાચંદ
૨ સુતરીઆ પરસોતમ ભોગાભાઇ
૧ સુતરીઆ રણછોડ ગોવરધનદાસ
૮ શેઠ વજેચંદ પનાજી

ધરમજ

૧ શા. કીસોર વીરચંદ
૧ શા. સાંકળચંદ ફુલચંદ
૧ શા. નગીનદાસ કાળીદાસ

આંતરોલી

૧ શા. રાયચંદ હરખચંદ
૧ શા. સાંકળચંદ લક્ષમીચંદ
૧ શા. મોતીચંદ લક્ષમીચંદ
૧ શા. આશારામ દલીચંદ
૧ શા. મલુકચંદ લાલદાસ

પેથડા

૧ શા. સુંદરદાસ ભગરદાસ
૨ શા. નાથાભાઇ જીવચંદ
૧ પટેલ મોતીભાઇ દેશાઇભાઇ
શા. છોટાલાલ સુગચંદ
શા. ખીમચંદ ડાહયાભાઇ
શા. કાલીદાસ સવચંદ

ડભોઇ

૧ શા. સાંકળચંદ બેચરલાલ
૧ શા. ચતુરભાઇ છગનલાલ

નરોડા

૮ શા. મુળચંદ સાંકળચંદ

વીસનોલી.

૫ શા લાલચંદ ડાહ્યાભાઇ

બારૈયા.

૨ શા ચતુરદાસ કરમચંદ

નાર.

૧ શા જેઠાભાઇ લાલભાઇ

કનેરા.

૨ શા હઠીસંગ મનસુખભાઈ

ઉતેલીઆ.

૧ શા પીતાંબર રતનસી

લાંબડી.

૨ શા સુરાભાઇ હઠીસંગ

ઉતરસંડા.

૧ શા અમીચંદ જેમલચંદ

કપડવંજ.

૨ શા છોટાલાલ છગનલાલ

૧ શા ચુનીલાલ દોલતરામ

બાંધણી.

૧ શા આદીતભાઇ ભીખાભાઇ

૧ શા શંકર ભાયચંદ

૧ શા રઇજીભાઇ ગાંગજીભાઈ

બહરામા

૧ શા ભીખાભાઇ ધરમચંદ

૧ શા ધરમચંદ પાનાચંદ

૧ ફકીરચંદ મખનચંદ

૧ પુંજાભાઇ જવેરચંદ

લાલી.

૧ શા ચુનીલાલ ફુલચંદ

ચમારા.

૧ શા ફુલચંદ લલુભાઇ

૧ શા છોટાલાલ કરમચંદ

ચુણેલ.

૧ શા સાંકળચંદ નાલચંદ

૧ શા વાડીલાલ સાંકળચંદ

નવાગામ.

૧ શા હુકમચંદ રાયચંદ

મલાતજ.

૧ શા ચુનીલાલ જુમખરામ

૧ શા મણીલાલ રવચંદ

૧ શા ગુલાબચંદ ભુખણદાસ

શાહુનડી.

૧ શા ગાંડાભાઇ હસસુખભાઈ

વરીઆવ.

૧ શા જગનનાથ રૂપાજી

દરાપરા.

૮ શા. નાથાલાલ લક્ષ્મીચંદ

અંગારેશ્વર.

૫ શા મોહનલાલ ધરમચંદ

શનલી-

૨ શા છોટાલાલ છગનભાઇ

સુરંગવાળા.

૧ શેઠ નેમચંદ જીવાભાઇ

ચાગા.

૩ શા જેઠાભાઇ ઇશ્વરભાઇ

દેવા.

૫ શા રાયચંદ જેચંદ

૨ શા કપુરચંદ મોતીચંદ

૧ શા ડાહ્યાભાઇ તલકચંદ

૧ શા માનીચંદ ફુલચંદ

૧ શા શંકરલાલ લક્ષ્મીચંદ

૨ શા મોતીલાલ હીરાચંદ

કાઓર.

૧ શા ચુનીલાલ સાંકળચંદ

૨ શા રતનચંદ હીરાચંદ

હેરાપર.

૧ શા બેચરદાસ રામચંદ

૧ શા ઇશ્વર પરભુદાસ

સરદારપુર.

૧ ફકીરા સવચંદ નગીનદાસ

ઉદેળા.

૧ શા કાળીદાસ નાથાભાઇ

ચલોડા.
૧ શા ધરમસી તીભોવનદાસ
૧ શા છગનલાલ લલુભાઇ
૧ શા હાથીભાઇ કાળીદાસ
૧ શા ફુલચંદ કાનજીભાઇ

મહુધા.
૩ ડોશી ગીરધર સાંકરલાલ
૨ ડોશી કાળીદાસ બેચરલાલ
૧ શા નગીનદાસ નાથાભાઇ
૧ શા ગીરધરલાલ લલુભાઇ
૧ પરી છોટાલાલ ભગવાનદાસ
૧ ગાંધી ગીરધરભાઇ લલુભાઇ

રતનપુર.
૧ શા મોહનલાલ છગનલાલ
૧ શા ભાઇલાલ છગનલાલ

નાયકા.
૧ શા તારાચંદ પુંજાભાઇ

પુનલક્ષકર.
૧ શા ખેમચંદ દાળજીભાઇ

મહેમદાવાદ.
૧ શા મથુરભાઇ લલુભાઇ

હેમોલ.
૨ શા મોહનલાલ બેચરલાલ
૧ ફુલચંદ લાલચંદ
૫ શા રણછોડલાલ જેઠાલાલ

સાલજડા.
૧ શા પુંજાભાઇ ભુદરભાઇ
૧ શા રવચંદ ધનજીભાઇ

પેટલાદ
૨ શા ખેમચંદ કસ્તુરભાઇ
૧ શા મનસુખ નાનાચંદ
૧ શા મોતીલાલ કાળીદાસ

નરસંડા.
૧ શા છોટાલાલ ઝવેરચંદ

ગુજાર.
૧ વહોરા કેશવલાલ હરચંદ

વીસનગર
૧ શા સરૂપચંદ રવચંદ

રૂપાલ.
૧ શા રામચંદ હુકમચંદ

મોહનપુર
૨ શા પ્રેમચંદ મોતીચંદ

## વિનંતી પત્ર.

સર્વે સ્વધર્મિ સજ્જનોને હું વિનય પુર્વક વિનંતિ કરૂં છું કે, આ પુસ્તકની અંદર જે કાંઇ મારી અલ્પ બુદ્ધિથી કાનો માત્ર દસ્કત કે અશુદ્ધ રહી ગયું હશે તેને કૃપા કરી સુધારી વાંચશો એજ મારી પ્રાર્થના છે.

શા. સાંકળચંદ હીરાચંદ.
રહેવાશી માતર જીલ્લે ખેડા

# તાવનો કટ્ટો દુશ્મન.

અમારા તરફ રૂ૦—૦—૬ ની ટીકીટ મોકલેથી ચોથીઓ, એકાં કે રોજનો ગમે તેવો સખત તાવ અમારી દવા શરીરના અંગ ઉપર થી તેજ વખત જડમુળથી જાય છે. મટયા પછી બેમાસ જૈનના છોકરાઓને મદદ સારૂ ફક્ત રૂ૦—૪—૦ લેવામાં આવશે એક પથ દા. કાજ જેવું થશે વધારે માહેતી કાગળથી મંગાવશો તો મળશે. નોટ. પેડ કાગળ લેવામાં આવશે નહી. આ પુસ્તકના ગ્રાહક શીવાય બી. જાની સાથે પ્રથમ ખાત્રી કરવામાં આવશે. ફક્ત આ દવાની કીમત જે ચાર આના મુકી છે તે જૈનકોમ સારૂ છે. બીજી કોમને સારૂ દવા આપનારની મરજી ઉપર છે. નીચેને શીરનામે પુસ્તક તથા દવા મળશે.

| | |
|---|---|
| મુ. માતર | શા સાંકળચંદ હીરાચંદ. |
| જીલે ખેડા. | માતર જૈન સભાના સેક્રેટરી. |

આ શીરનામે પુસ્તક પણ મળશે.